ગ્રન્થાંક ૧૨ મો



# શ્રી ગોપાલ પ્રસાદ.

( સંગૃહિત તથા અનુવાદિત. મણકો ૬ ઠ્ઠો )

## શ્રી રામ (તત્ત્વ) દર્શન.

( અધ્યાત્મ રામાયણમાંથી )

—— ० ॐ ० ——

सुत वित्त मंदिर सुंदरी, पापीको भी होय ।
संतसमागम हरिकथा, तुलसी दुर्लभ दोय ॥

નિત્ય પાઠ તથા મનન માટે ભેટ.

---


મળવાનું ઠેકાણું:

શ્રી વેદાન્ત ભવન.

કંસારા બજાર, નડીઆદ.

સં. ૧૯૯૯ મહા વદ ૭   પંચમી સંવત્સરી   પ્રત ૧૦૦૦


જેમને પુસ્તક મફત ન લેવું હોય તેમણે પુસ્તકની કિંમત
પેટે રૂા. ૦–૧૨–૦ આપવા. તે ઉપરાંત
બહાર ગામથી મંગાવનારે ટપાલ ખર્ચ્ચ વગેરે માટે રૂા. ૦–૪–૦ની
ટિકિટ મોકલવી. પુસ્તક હશે તો સગવડ પ્રમાણે મોકલીશું.

रामो न मानुषो देवः साक्षान्नारायणोऽव्ययः ॥१६॥
सीता भगवती माया जनसम्मोहकारिणी ।
लक्ष्मणो भुवनाधारः साक्षाच्छेषः फणीश्वरः ॥१७॥

રામ (કોઇ) મનુષ્ય નથી; (પણ) અવિનાશી એવા સાક્ષાત્ નારાયણ દેવ છે. મનુષ્યોને મોહ કરનારી સીતા (એ તો) ભગવાનની માયા છે. (અને) લક્ષ્મણ, સર્વ ભુવનના આધારરૂપ, નાગના ઈશ્વર સાક્ષાત્ શેષ ભગવાન્ છે. (કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૭.)

(રામ=પુરુષ; બ્રહ્મ. સીતા=પ્રકૃતિ; માયા. લક્ષ્મણ=જીવાત્મા)

अद्य मे सफलं जन्म प्रतीतोऽसि मम प्रभो ।
ब्रह्मादिभिरलभ्यस्त्वं प्रकृतेः पारगो मतः ॥२०॥

હે પ્રભો ! બ્રહ્માદિને અલભ્ય એવા તથા પ્રકૃતિથી પર મનાએલા, તમારાં આજે મને દર્શન થયાં તેથી મારો જન્મ સફળ થયો છે. (બાલકાંડ સર્ગ ૭)

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षीभूतम्
भावातीतं त्रिगुणरहितं सद्गुरो त्वां नमामि ॥



શ્રો૦ બ્ર૦ મહારાજ શ્રી ગોપાળદાસજી.

આદ્યદ્રષ્ટા તથા પ્રતિષ્ઠાતા, શ્રી વેદાન્ત ભવન, નડીઆદ.

સં. ૧૯૯૨ વૈશાખ સુદ ૩

જન્મ સં. ૧૯૨૪ શરદ પૂર્ણિમા. સ્વરૂપસ્થ. સં. ૧૯૯૪ મહા વ. ૭

# શ્રી સદ્‌ગુરુ ઉપકાર કથન.

સદ્‌ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહે લહ્યું, દૂર થયું અજ્ઞાન.
ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતના રૂપ;
અજર અમર અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ.
કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વરતે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય.
અથવા નિજ પરિણામ જે, શુદ્ધ ચેતના રૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ.
મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રન્થ.
અહો ! અહો ! શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામરપર પ્રભુ ! કર્યો, અહો ! અહો ! ઉપકાર.
શું પ્રભુચરણ કને ધરૂં, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીયો, વરતું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વરતો પ્રભુ આધીન;
દાસ, દાસ હું દાસ છું, ગુરુપ્રભુનો દીન.
ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાનથકી તરવારવત્, એ ઉપકાર અમાપ.

(શ્રીમદ્ રાજચંદ્ર પ્રણિત "તત્ત્વજ્ઞાન"માંથી.)

ॐ

# ધર્મ.

( કવિત )

સાહ્યબી સુખદ હોય, માનતણો મદ હોય,
ખમા ખમા ખુદ હોય, તે તે કશા કામનું ?
જુવાનીનું જોર હોય, એશનો અંકોર હોય,
દોલતનો દોર હોય, એ તે સુખ નામનું.
વનિતા વિલાસ હોય, પ્રૌઢતા પ્રકાશ હોય,
દક્ષ જેવા દાસ હોય, હોય સુખ ધામનું;
વદે રાયચંદ્ર એમ, સદ્ધર્મને ધાર્યા વિના
જાણી લેજે સુખ એ તો, બેએજ બદામનું! ૧

મોહ માન મોડવાને, ફેલપણું ફોડવાને,
જાળફંદ તોડવાને, હેતે નિજ હાથથી;
કુમતિને કાપવાને, સુમતિને સ્થાપવાને,
મમત્વને માપવાને, સકલ સિદ્ધાંતથી.
મહા મોક્ષ માણવાને, જગદીશ જાણવાને,
અજન્મતા આણવાને, વળી ભલી ભાતથી;
અલૌકિક અનુપમ, સુખ અનુભવવાને,
ધર્મ ધારણાને ધારો, ખરેખરી ખાંતથી. ૨

દિનકર વિના જેવો, દિનનો દેખાવ દીસે,
શશિ વિના જેવી રીતે, શર્વરી સુહાય છે;
પ્રજાપતિ વિના જેવી, પ્રજા પુરતણી પેખે,
સુરસ વિનાની જેવી, કવિતા કહાય છે.
સલિલ વિહીન જેવી, સરિતાની શોભા એવી,
ભરથાર વિહીન જેવી, ભામિની ભળાય છે;
વદે **રાયચંદ્ર** વીર, સદ્ધર્મને ધાર્યા વિના,
માનવી મહાન તેમ, કુકર્મી કળાય છે. ૩

ચાતુરો ચોંપેથી ચાહી, ચિંતામણી ચિત્ત રણે,
પંડિતો પ્રમાણે છે, પારસમણિ પ્રેમથી;
કવિયો કલ્યાણકારી, કલ્પતરુ કથે જેને,
સુધાનો સાગર કથે, સાધુ શુભ ક્ષેમથી.
આત્માના ઉદ્ધારને, ઉમંગથી અનુસરો જો,
નિર્મળ થવાને કાજે, નમો નીતિ નેમથી;
વદે **રાયચંદ્ર** વીર, એવું ધર્મરૂપ જાણી,
"ધર્મવૃત્તિ ધ્યાન ધરો, વિલખો ન વેમથી." ૪

( શ્રીમદ્ રાજચંદ્ર પ્રણિત "તત્ત્વજ્ઞાન"માંથી. )

ૐ ૐ

જે ક્રિયાથી અહિં પણ આનંદ, ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થાય તથા પરલોકમાં પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થાય તે **ક્રિયા, તે સાધન તે ધર્મ.** (કણાદ)

ૐ

ॐ

# श्रीगोपालसद्गुरवे नमः ॥

મહામુનિ શ્રી વેદવ્યાસજી રચિત અને સાક્ષાત્ શંકર ભગવાને પોતાને અતિપ્રિય, આદિશકિત દેવી પાર્વતીને સંભળાવેલી એવી "અધ્યાત્મ રામાયણ" નામની ગાથા છે.

આ ગાથામાં સાત કાંડ છે. તે કાંડોના ચોસઠ સર્ગ છે અને તે સર્ગોમાં ચાર હજાર બસો શ્લોક છે. આ શ્લોકોમાં શ્રી વેદવ્યાસજીએ તત્ત્વાર્થનું વિવેચન કરતાં સેંકડો શ્રુતિયોનો ઉપયોગ કર્યો છે. આ ગાથામાં

શ્રી શંકર ભગવાને પરમ રસાયન રામચરિત્રનું વર્ણન કરતાં જુદાજુદા પ્રસંગો ગોઠવી ભકિત, જ્ઞાન, ઉપાસના, નીતિ તથા સદાચાર સંબંધી દિવ્ય ઉપદેશ દીધો છે.

વિધવિધ વિષયો ઉપર વિવરણ કરેલું છે છતાં તેમાં "અધ્યાત્મ તત્ત્વ"નું વિશેષે કરીને વિવેચન કરેલું છે અને તેથી જ આ ગાથા "અધ્યાત્મ રામાયણ" કહેવાય છે.

આ ગાથામાં ઉપદેશ ભાગ ઉપરાંત બીજો જે કથા ભાગ છે તે પણ કોઈ સાધારણ ભાગ નથી.

ભગવાન શ્રી રામ મૂર્તિમાન્ પરબ્રહ્મ છે. માટે એમના પરમ પાવન ચરિત્રના મહિમાનું જેટલું વર્ણન કરાય તે બધું અપૂર્ણજ ગણાશે.

મહામુનિ શ્રી વેદવ્યાસજીએ બાર હજાર શ્લોક-વાળા એક "બ્રહ્માંડ પુરાણ"ની રચના કરી છે. તેના ઉત્તરખંડમાં આ તત્ત્વાર્થ વર્ણવતી "અધ્યાત્મ રામાયણ" ગાથા ગુંથેલી છે.

આ ગાથામાંથી મેં નિત્યપાઠ માટે તથા આત્માનંદમાં મગ્ન થવાની ભાવનાથી સાતે કાંડમાંથી ચોપન પ્રસંગો ચુંટી કાઢ્યા છે. તેમાં લગભગ છસો અડસઠ શ્લોકો છે. તે પ્રસંગોદ્વારા ભકિત, જ્ઞાન, તથા ઉપાસનાના સ્વરૂપનું અને વિશેષે કરીને

શ્રી રામ(પરમાત્મ)તત્ત્વનું રૂડી પ્રકારે જ્ઞાન થાય છે. અને આ પુસ્તકનું નામ "શ્રી રામ(તત્ત્વ)દર્શન" રાખેલું છે તે યથાર્થજ છે એમ વિવેચક દૃષ્ટિવાળાને તેની આલોચના કરતાં અનુભવાશે.

"શ્રી રામ" સામાન્ય મનુષ્ય નથી. પરન્તુ ઉપાસકોના સાક્ષાત નારાયણ છે, વિષ્ણુ છે. વેદાંતી-ઓના પરબ્રહ્મ છે; યોગીઓના ઈશ્વર છે; કર્મકાંડી-

ઓના પ્રભુ છે અને વેદે न इति न इति કહીને વળી પાછા જેમને સચ્ચિદાનંદ કહ્યા છે તે પ્રાણીમાત્રના આત્મારુપ છે;તથા સીતા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાવાળી માયા, પ્રકૃતિ અથવા પ્રધાન છે એવું તત્ત્વ એક કરતાં વિશેષ પ્રસંગોમાં આ પુસ્તકમાં વેદવ્યાસજીએ સમજાવ્યું છે. તે રામ, તે પૂર્ણબ્રહ્મ જગતનું સંપૂર્ણ સ્વરૂપ છે. કીડીથી બ્રહ્મા પર્યંત સ્થાવર જંગમાત્મક જગત્ રામ અને સીતામય છે એ અર્થ પણ સિદ્ધ કર્યો છે.

જીવ, ઈશ્વર, પરબ્રહ્મ અને જગત્ વગેરેનું યથાર્થ સ્વરૂપ સમજાવવું એ આ ગ્રન્થનો <u>વિષય</u> છે; પ્રતિપાદ્ય પ્રતિપાદક, જન્ય જનક, નિવર્ત્ય નિવર્તક વગેરે આ ગ્રંથના <u>સંબંધ</u> છે; સદ્‌ગુરુની સેવા આદિથી તથા તપ યજ્ઞ દાનાદિ નિષ્કામ કર્મોથી જેનું અન્તઃકરણ શુદ્ધ થયું છે તે આ ગ્રન્થનો <u>અધિકારી</u> છે; અને કારણ (અજ્ઞાન) સહિત જન્માદિક દુઃખની અત્યંત નિવૃત્તિ તથા પોતાનું પરમાનન્દ સ્વરૂપ તેની પ્રાપ્તિ એ આ ગ્રંથનું પરમ <u>પ્રયોજન</u> છે.

<u>नमोऽस्तु ते व्यास विशालबुद्धे ॥</u> અદ્‌ભુત અને

વિશાળ દૃષ્ટિવાળા એવા આ ગાથાના રચયિતા શ્રી વેદ-વ્યાસજીને આ પવિત્ર ગાથા વાંચ્યા અગર શ્રવણ કર્યા પછી નમસ્કાર સ્વાભાવિક જ થઈ જાય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું જેમણે જેમણે શ્રીસદ્ગુરુદ્વારા અધ્ય-યન કર્યું છે તે વ્યક્તિયો જ્યારે આ "અધ્યાત્મ રામા-યણ" ગાથાનું અધ્યયન તથા મનન કરે છે ત્યારે શ્રી વેદવ્યાસજીની વિશાળ બુદ્ધિ આગળ તેમનું મસ્તક ઝુકાવ્યા વગર રહેતાજ નથી. કારણ કે જે તત્ત્વ, શ્લોકો-દ્વારા આ ગાથામાં વર્ણન કરેલું છે તેજ તત્ત્વ, વેદોની અનેક શ્રુતિયોનાં પ્રમાણવાળી, સંગ્રહવાળી તથા સમાન અર્થવાળા શ્લોકોવાળી શ્રીમદ્ભગવદ્ગીતામાંથી પણ મળી આવે છે.

માટે મુમુક્ષુ માત્રને તેમના કરકમળમાં આ પુસ્તક અર્પણ કરતા પહેલાં એટલી જ વિનંતિ છે કે આ પુસ્તક આદિથી અંત સુધી ધીમે ધીમે વાંચી, (—જો સદ્ગુરુ મુખે શ્રવણ થાય તો તો કહેવું જ શું ?) પોતે કોણ છે તેનો નિશ્ચય કરે. આ પ્રસં-ગોમાંથી એકાદ પ્રસંગ વાંચી કોઇ વાંચનાર અમુક જાતનો અભિપ્રાય ન બાંધશો; પરન્તુ સઘળા પ્રસંગો વાંચી, તેના ઉપર મનન કરી તેમાંથી સાર (તત્ત્વ) ખેંચશો. વૈરાગ્યમાં પ્રવૃત્ત થએલાને આ ગ્રંથ પ્રિયકર

થઈ પડે તેવો છે અને તેમાં સર્વોત્તમ બોધ સમાએલો છે. પુસ્તક સુંદર દેખાય છે માટે તેને લાવી પુસ્તકોના કબાટમાં મૂકી ન દેશો, પરન્તુ તે વાંચીને, તમારા સ્વજનોને તે વાંચવા પ્રેરશો.

મારા પોતાના માટે કરેલો આ સંગ્રહ શ્રી સદ્‌ગુરુ કૃપાએ તેમની પાંચમી સંવત્સરીને દિવસે તેમના પ્રસાદરૂપે આપના કરકમળમાં મણુકારૂપે આવે છે; તેમાંથી દરેક વિચારકને જે જે ભાગ હૃદયગ્રાહ્ય લાગે, તે તે ગ્રહણ કરી, આચરવા જેવું લાગે ત્યાં તે પરમ-કૃપાળુ સદ્‌ગુરુદેવનો કૃપાપ્રસાદ સમજશો; તેમજ આ સંગ્રહ તથા તેના ભાષાન્તરમાં જ્યાંજ્યાં, જે જે, ત્રુટિ લાગે તે તે મારા અહંકારજનિત ધૃષ્ટતાનું પરિ-ણામ સમજી તે બદલ ક્ષમા આપશો તથા તે તે ત્રુટિ સુધારી વાંચવા કૃપાવન્ત થશો.

અન્તમાં જે દયાળુ સદ્‌ગુરુની કૃપાથી તથા જે લીલામય પરમાત્માની લીલા કટાક્ષથી આ સંગ્રહરૂપી લીલા બની છે તે સદ્‌ગુરુના ચરણકમળમાં આ લીલા-સંગ્રહ લાખો પ્રણામ સહિત સમર્પણ છે.

સં. ૧૯૯૮ ભાદ્રપદ, કૃષ્ણ. ૨.
શ્રી વેદાન્ત ભવન—નડીઆદ

**સંગ્રાહક.**

# ॐ कल्याण ॥

<u>નિશ્ચય કરો</u>—હું સત્ છું, ચૈતન્ય છું તથા આનંદ છું. મારા નિત્ય સત્પણાને મોત પણ બદલી શકતું નથી. મારા અખંડ ચિત્સ્વરૂપમાં કદિપણ અજ્ઞાન અથવા મોહ પ્રવેશ કરી શકતાં નથી; અને મારા અનન્ત, અનામય, એકરસ આનંદમાં તો કદિ કોઈ પ્રકારનું રૂપાન્તર થતું નથી.

<u>નિશ્ચય કરો</u>—માયા, પ્રકૃતિ મારા સ્વરૂપ-માં કલ્પિત છે. તે પ્રકૃતિ સર્વ પ્રકારની ક્રિયા મારા સાન્નિધ્યમાં રહી મારીસત્તાસ્ફૂર્તિ વડે કરે છે. (છતાં) અજ્ઞાનીઓ તે સર્વ ક્રિયાઓ મારામાં આરોપણ કરે છે. સરખાવો :

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।

(गीता ८।१०)

मां विद्धि मूलप्रकृतिं सर्गस्थित्यन्तकारिणीम् ।
तस्य सन्निधिमात्रेण सृजामीदमतन्द्रिता ॥

अ० रा० बा० कां० १।३४

सदा मत्सन्निधानेन चेष्टते सर्वमिन्द्रियम् ।

(श्रीमद् शंकराचार्य ।)

<u>નિશ્ચય કરો</u>—આ દૃશ્ય દેહ હું નથી. હું તો સર્વશક્તિમાન્ ભગવાનનો સનાતન અંશ છું.

<u>નિશ્ચય કરો</u>—કોઈ પ્રકારનો રોગ, શોક, વિષાદ, ભય, ક્રોધ, લોભ મારામાં રહી શકતાં નથી. હું સદા નીરોગી, સદા પ્રસન્ન, સદા નિર્ભય, સદા અક્રોધી તથા સદા નિર્લોભી છું.

<u>નિશ્ચય કરો</u>—જે ભગવાન મારામાં છે, અને જે ભગવાનમાં મારો નિવાસ છે તેજ ભગવાન સર્વમાં છે તથા તે ભગવાનમાં જ સર્વનો નિવાસ છે. માટે બીજું કાંઈ જ નથી, પરન્તુ ભગવાન જ ભગવાનમાં વસીને ભગવાનની લીલા કરી રહ્યા છે.

<u>નિશ્ચય કરો</u>—જે જે હું કરું છું, ખાઉં છું, હોમું છું, તથા દાન કરું છું એમાંથી મારું કાંઇ જ નથી. હું ત્રણ ગુણથી પર છું, અજન્માછું અને અવિકારી છું. વાંચો:—

**यत्करोमि यदश्नामि यज्जुहोमि ददामि यत् ।**
**एतत्सर्वं न मे किञ्चिद्विशुद्धोऽहमजोऽव्ययः॥अव०गीता**

<u>નિશ્ચય કરો</u>—જે જે દેખાય છે, સંભળાય છે, સ્મરણ કરાય છે તે તે બધું હું જ છું.

<u>નિશ્ચય કરો</u>—શોક ન કરવા યોગ્યનો હું શોક કરું છું. અદૃષ્ટ કોઈ બદલી શકતું નથી.

<u>નિશ્ચય કરો</u>—કેવળ સુખ, શાન્તિ, પુણ્ય, પ્રેમ, પરમાત્માની ભક્તિ તથા પરમાત્મા સંબંધી અખંડ જ્ઞાન પ્રાપ્ત કરવા તથા આખા જગતમાં તેનો વિસ્તાર કરવા હું આ જગતમાં આવ્યો છું. આ મારા જીવનનું પરમ વ્રત છે.

<u>નિશ્ચય કરો</u>—આ જે બધું દેખાય છે તે પરમાત્માની માયા છે. વિધવિધ ઘાટ અને રંગ તે તો પરમાત્માએ પહેરેલાં કપડાં છે.

<u>નિશ્ચય કરો</u>—સર્વ પ્રાણીમાં હું રહેલો છું અને મારામાં સર્વ પ્રાણીઓ રહેલાં છે.

<u>નિશ્ચય કરો</u>—સર્વ શરીરોમાં રહેલો એક, અજર, અમર આત્મા હું છું.

<u>નિશ્ચય કરો</u>—હું સ્વભાવથી જ નિર્મળ, શુદ્ધ છું; આદિ, મધ્ય તથા અંતમાં મુક્ત જ છું, કદિ પણ બંધનવાળો નથી. સરખાવો:

**आदिमध्यान्तमुक्तोऽहं न बद्धोऽहं कदाचन ।**
**स्वभावनिर्मलः शुद्ध इति मे निश्चिता मतिः ॥ अ०गीता**

—ॐ—

# શ્રી રામ (તત્ત્વ) દર્શન.

## અનુક્રમણિકા.

## અરણ્યકાંડ



## કિષ્કિન્ધાકાંડ



## સુન્દરકાંડ



## યુદ્ધકાંડ

## ઉત્તરકાંડ




પ્રકાશક
**સ્વામિ આત્માનન્દગિરિ,**
વેદાન્ત ભવન, કંસારાબજાર.
**નડીઆદ.**

મુદ્રક
**શા. મણિલાલ છગનલાલ**
ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ,
ઘીકાંટા રોડ, **અમદાવાદ.**



श्री गोपालसद्गुरवे नमः ॥
श्री योगिजनवल्लभाय नमः ॥

अथ

# श्री राम(तत्त्व)दर्शन प्रारभ्यते ॥

अहमेव परं ब्रह्म मयि सर्वं प्रकल्पितम् ।
ज्ञातं यत्कृपया तस्मै गोपालगुरवे नमः ॥

હું પરબ્રહ્મ જ છું. (આ નામરૂપ) સકળ (સંસાર) મારામાં કલ્પિત છે એવું જેમની કૃપા વડે જાણ્યું તે શ્રી ગોપાલ નામના સદ્ગુરુને નમસ્કાર.

પ્રસંગ ૧ લો

બાલકાંડ. સર્ગ ૧. શ્લો. ૧૭-૧૮

પાર્વતીજીએ શ્રી મહાદેવજીને ભક્તિપૂર્વક "રામ" નું તત્ત્વ જાણવા માટે પ્રશ્ન કર્યો તેથી બહુ જ પ્રસન્નતાથી

श्री महादेव उवाच ॥

रामः परात्मा प्रकृतेरनादि-
रानन्द एकः पुरुषोत्तमो हि ॥१७॥

શ્રી મહાદેવજી કહે છે:—શ્રી રામચન્દ્રજી નિઃસંદેહ પ્રકૃતિથી પર, પરમાત્મા, અનાદિ, આનન્દઘન, અદ્વિતીય તથા પુરુષોત્તમ છે. ૧૭

स्वमायया कृत्स्नमिदं हि सृष्ट्वा
नभोवदन्तर्बहिरास्थितो यः ।
सर्वान्तरस्थोऽपि निगूढ आत्मा
स्वमायया सृष्टमिदं विचष्टे ॥१८॥

જે રામચન્દ્રજી પોતાની માયા વડે આ સંપૂર્ણ જગતને રચીને, આકાશની પેઠે તેની અંદર તથા બહાર વ્યાપી રહેલા છે; વળી આત્મા સ્વરૂપે સર્વની અંદર રહેલા તથા અતિ ગુપ્ત હોવા છતાં પોતાની માયા વડે રચેલા આ જગતને ચેતનવાળું કરે છે. ૧૮

## પ્રસંગ ૨ જો

બાલકાંડ. સર્ગ ૧. શ્લો. ૩૨-૪૩

રાવણને હણી, સીતાદિ સહિત અયોધ્યામાં પાછા ફર્યા પછી હનુમાનજી, વસિષ્ઠજી વગેરેથી વીંટાઈ શ્રી રામ સિંહાસન ઉપર બિરાજેલા છે તે સમયે નિરાકાંક્ષી હનુમાન હાથ જોડી ઉભા રહ્યા છે. તે નિષ્પાપી હનુમાનને તત્ત્વ કહેવા માટે સીતાજીને શ્રી રામે આજ્ઞા કરી તેથી

सीता उवाच ।

**रामं विद्धि परं ब्रह्म सच्चिदानन्दमद्वयम् ।**
**सर्वोपाधिविनिर्मुक्तं सत्तामात्रमगोचरम् ३२**

સીતા કહે છે:-(હે હનુમાન!) શ્રી રામને અદ્વિતીય, સચ્ચિદાનંદ, પરબ્રહ્મ, સર્વ ઉપાધિથી રહિત, સત્તામાત્ર, મન તથા ઇન્દ્રિયોનો અવિષય, ૩૨

**आनन्दं निर्मलं शान्तं निर्विकारं निरञ्जनम् ।**
**सर्वव्यापिनमात्मानं स्वप्रकाशमकल्मषम् ॥**

આનન્દરૂપ, નિર્મળ, શાન્ત, નિર્વિકાર (છ વિકારથી રહિત ), નિરંજન, સર્વવ્યાપક, સ્વયંપ્રકાશ તથા પાપરહિત જાણો. ૩૩

मां विद्धि मूलप्रकृतिं सर्गस्थित्यन्तकारिणीम् ।
तस्य सन्निधिमात्रेण सृजामीदमतन्द्रिता ॥३४॥

મને સંસારની ઉત્પત્તિ, સ્થિતિ તથા અન્ત કરવાવાળી મૂળ પ્રકૃતિ જાણો.

આળસરહિત બનીને તેમના સન્નિધિ માત્રથી આ વિશ્વની રચના હું કરું છું. ૩૪

तत्सान्निध्यान्मया सृष्टं तस्मिन्नारोप्यतेऽबुधैः ।
अयोध्यानगरे जन्म रघुवंशेऽतिनिर्मले ॥ ३५ ॥

એમની સન્નિધિ માત્રથી મેં જે (જે) સરજ્યું છે તેનો અવિવેકી પુરુષો શ્રી રામમાં આરોપ કરે છે.

અયોધ્યાપુરીમાં, અત્યંત પવિત્ર રઘુકુળમાં (એમનો) જન્મ; ૩૫

विश्वामित्रसहायत्वं मखसंरक्षणं ततः ।
अहल्याशापशमनं चापभंगो महेशितुः ॥३६॥

વિશ્વામિત્રને સહાય; (તેમના) યજ્ઞની રક્ષા; અહલ્યાને શાપથી મુક્ત કરવી; શ્રી મહાદેવના ધનુષ્યને તોડવું; ૩૬

मत्पाणिग्रहणं पश्चाद्भार्गवस्य मदक्षयः ।
अयोध्यानगरे वासो मया द्वादशवार्षिकः ॥३७॥

મારું પાણિગ્રહણ; પરશુરામનો ગર્વખંડન કરવો; અયોધ્યાને વિષે નિવાસ, પછી મારી સાથે બાર વર્ષ સુધી, ૩૭

**दण्डकारण्यगमनं विराधवध एव च ।**
**मायामारीचमरणं मायासीताहृतिस्तथा ॥३८॥**

દંડકાવનમાં જવું; વિરાધ (રાક્ષસ)નો વધ કરવો; તેમજ માયાવી (મૃગરૂપે આવેલા) મારીચને હણવો; તથા માયાવી સીતાનું હરણ, ૩૮

**जटायुषो मोक्षलाभः कबन्धस्य तथैव च ।**
**शबर्याः पूजनं पश्चात्सुग्रीवेण समागमः ॥३९॥**

જટાયુ (ગૃધ્રરાજ) તથા કબન્ધ (રાક્ષસ)ને મોક્ષ પ્રાપ્તિ; શબરીથી પૂજાવું; પછી સુગ્રીવ સાથે સમાગમ; ૩૯

**वालिनश्च वधः पश्चात्सीतान्वेषणमेव च ।**
**सेतुबन्धश्च जलधौ लंकायाश्च निरोधनम् ॥४०॥**

વાલીનો વધ; પછી સીતાની શોધ; તથા સમુદ્ર ઉપર સેતુ બાંધવો અને લંકા નગરીને ઘેરી લેવી; ૪૦

**रावणस्य वधो युद्धे सपुत्रस्य दुरात्मनः ।**
**विभीषणे राज्यदानं पुष्पकेण मया सह ॥४१॥**

પુત્રો સહિત દુષ્ટ અન્તઃકરણવાળા રાવણને યુદ્ધમાં મારવો; વિભીષણને (લંકાનું) રાજ્ય આપવું પુષ્પક વિમાનમાં (બેસીને) મારી સાથે ૪૧

**अयोध्यागमनं पश्चाद्राज्ये रामाभिषेचनम् ।**

અયોધ્યામાં (પાછા) આવવું (અને) પછી શ્રીરામનો રાજ્ય પદ ઉપર અભિષેક થવો:

**एवमादीनि कर्माणि मयैवाचरितान्यपि ।**
**आरोपयन्ति रामेऽस्मिन्निर्विकारेऽखिलात्मनि ॥**

આ અને બીજાં કર્મો મારાથીજ કરાયલાં છે છતાં (અજ્ઞાની લોકો તે બધાંનો) નિર્વિકાર તથા સર્વના આત્મારૂપ શ્રી રામમાં આરોપણ કરે છે. ૪૨

**रामो न गच्छति न तिष्ठति नानुशोच-**
**त्याकांक्षते त्यजति नो न करोति किंचित् ।**
**आनन्दमूर्तिरचलः परिणामहीनो**
**मायागुणाननुगतो हि तथा विभाति ॥४३॥**

(વાસ્તવિક રીતે જોતાં) રામ (તો) નથી ચાલતા; નથી ઉભા રહેતા; નથી શોક કરતા (કે) નથી ઇચ્છા કરતા; નથી ત્યાગ કરતા કે નથી કોઇ ક્રિયા કરતા.

તે તો આનન્દસ્વરૂપ, અવિચળ તથા પરિણામ રહિત (છે); માયાના ગુણોના સંબંધને લીધે તે તેવા (તેવી સર્વ ક્રિયાઓવાળા) દેખાય છે. ૪૩

### પ્રસંગ ૩ જો

બાલકાંડ. સર્ગ ૩. શ્લો. ૨૦-૨૮

પુત્ર સ્વરૂપે પ્રગટ થએલા તે પરમાત્માને દેખતાં કૌશલ્યા વિસ્મિત થતાં, વ્યાકુલ થયાં; નેત્રોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં તેથી બે હાથ જોડી નમસ્કાર કર્યા પછી

कौसल्या उवाच ।

देवदेव नमस्तेऽस्तु शंखचक्रगदाधर ।
परमात्माच्युतोऽनन्तः पूर्णस्त्वं पुरुषोत्तमः ॥२०॥

કૌશલ્યા કહે છે—હે દેવોના દેવ! હે શંખ ચક્ર અને ગદા ધારણ કરનાર! તમને નમસ્કાર હો. તમે પરમાત્મા અચ્યુત, અનન્ત, (છો); પૂર્ણ (છો); ૨૦

वदन्त्यगोचरं वाचां बुद्ध्यादीनामतीन्द्रियम् ।
त्वां वेदवादिनः सत्तामात्रं ज्ञानैकविग्रहम् ॥२१॥

તમને વેદવાદી મહાત્માઓ મન અને વાણી આદિના અવિષય, ઈન્દ્રિયોથી પર, સત્તામાત્ર (તથા) કેવળ જ્ઞાન સ્વરૂપ કહે છે. ૨૧

त्वमेव मायया विश्वं सृजस्यवसि हंसि च ।
सत्त्वादिगुणसंयुक्तस्तुर्य एवामलः सदा ॥२२॥

સત્ત્વઆદિ ગુણોથી યુક્ત એવા તમેજ તમારી માયા વડે આ વિશ્વની રચના કરો છો, પાલન કરો છો તથા સંહાર કરો છો. (વાસ્તવમાં) તમે સદા નિર્મળ તથા તુરીય સ્વરૂપ છો. ૨૨

करोषीव न कर्ता त्वं गच्छसीव न गच्छसि ।
शृणोसि न शृणोषीव पश्यसीव न पश्यसि ॥२३॥

તમે કર્તા નથી છતાં કર્તા હો તેવા, ચાલતા નથી છતાં ચાલતા હો તેવા, સાંભળતા નથી છતાં સાંભળતા હો તેવા, દેખતા નથી છતાં દેખતા હો તેવા (ભાસો છો.) ૨૩

अप्राणो ह्यमनाः शुद्ध इत्यादि श्रुतिरब्रवीत् ।
समः सर्वेषु भूतेषु तिष्ठन्नपि न लक्ष्यसे ॥२४॥
अज्ञानध्वान्तचित्तानां व्यक्त एव सुमेधसाम् ।
जठरे तव दृश्यन्ते ब्रह्माण्डाः परमाणवः ॥२५॥

શ્રુતિ કહે છે કે (તમે) પ્રાણ તથા મનથી રહિત છો, શુદ્ધ છો વગેરે; સર્વભૂતોમાં સમાનપણે રહેતા છતાં અજ્ઞાનથી જેમનું ચિત્ત ઢંકાઈ ગયું છે તેમને

દેખાતા નથી; (પણ) બુદ્ધિમાન પુરુષોને આપ દેખાઓ છો. તમારા ઉદરમાં (અનેક) બ્રહ્માંડો પરમાણુઓ જેવાં દેખાય છે; ૨૪-૨૫

**त्वं ममोदरसंभूत इति लोकान्विडम्बसे ।**
**भक्तेषु पारवश्यं ते दृष्टं मेऽद्य रघूत्तम ॥२६॥**

(તોપણ) મારા ઉદરથી તમે ઉત્પન્ન થયા એ પ્રમાણે હે ભગવન્! લોકોને મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરો છો; (એમાં) આજે મને તમારું ભકતોને પરવશપણું દેખાયું. ૨૬

**संसारसागरे मग्ना पतिपुत्रधनादिषु ।**
**भ्रमामि मायया तेऽद्य पादमूलमुपागता ॥२७॥**

તમારી માયા વડે (મોહ પામેલી) હું, સંસાર સાગરમાં ડૂબેલી, પતિ પુત્ર અને ધન આદિમાં ભટકું છું. તે હું (મુક્ત થવા) આજે તમારા ચરણને શરણે આવી છું. ૨૭

**देव त्वद्रूपमेतन्मे सदा तिष्ठतु मानसे ।**
**आवृणोतु न मां माया तव विश्वविमोहिनी ॥२८॥**

હે દેવ! તમારું આ સ્વરૂપ સદા મારા મનમાં રહેજો; (તથા) વિશ્વને મોહ પમાડનારી તમારી માયા મને આવરણ ન કરો. ૨૮

उपसंहर विश्वात्मन्नदो रूपमलौकिकम् ।

હે વિશ્વાત્મન્ ! આ તમારા અલૌકિક સ્વરૂપને સંકેલી લો (અંતર્ધ્યાન કરો.)

### પ્રસંગ ૪ થો

બાલકાંડ. સર્ગ ૫. શ્લો. ૪૯-૫૭

ગૌતમઋષિના આશ્રમમાં શિલારૂપે રહેલાં અહલ્યાનો શ્રી રામે ઉદ્ધાર કર્યો. ત્યાર પછી સ્તુતિ કરતાં

अहल्या उवाच ।

सोऽयं परात्मा पुरुषः पुराण
एकः स्वयंज्योतिरनन्त आद्यः ।
मायातनुं लोकविमोहनीयां
धत्ते पुरानुग्रह एष रामः ॥४९॥

અહલ્યા કહે છેઃ-તેજ પુરાણ પુરુષ, પરમાત્મા, સ્વયંજ્યોતિ, અનન્ત અને સર્વનું આદિકારણ આ રામ સંસાર ઉપર અનુગ્રહ કરવા માટે જગન્મોહન માયામય રૂપ ધારણ કરે છે. ૪૯

अयं हि विश्वोद्भवसंयमाना-
मेकः स्वमायागुणबिंबितो यः ।
विरञ्चिविष्णवीश्वरनामभेदान्
धत्ते स्वतंत्रः परिपूर्ण आत्मा ॥५०॥

સ્વતંત્ર, પરિપૂર્ણ (વ્યાપક), અન્તરાત્મા આ શ્રી રામ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવા માટે એક છતાં પોતાની માયાના (રજ:, સત્ત્વ અને તમ:) ગુણને વિષે પ્રતિબિંબિત થવાથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ રીતે નામ ભેદને ધારણ કરે છે. ૫૦

नमोऽस्तु ते राम तवांघ्रिपङ्कजं
श्रिया धृतं वक्षसि लालितं प्रियात्।
आक्रान्तमेकेन जगत्त्रयं पुरा
ध्येयं मुनीन्द्रैरभिमानवर्जितैः ॥५१॥

હે રામ! તમારું ચરણકમળ કે જેને લક્ષ્મીજી પોતાના હૃદય ઉપર રાખી પ્રેમથી લાડ લડાવે છે; જેનાથી પૂર્વકાળમાં (બળિબન્ધન સમયે) એકજ પગલે સંપૂર્ણ ત્રિલોકી માપી લીધી હતી અને અભિમાન-રહિત મુનિજનો જેનું ધ્યાન ધરે છે તે તમારા ચરણ કમળને હું નમસ્કાર કરું છું. ૫૧

जगतामादिभूतस्त्वं जगत्त्वं जगदाश्रयः।
सर्वभूतेष्वसंयुक्त एको भाति भवान्परः ॥५२॥

તમેજ જગતના આદિકારણ, જગતરૂપ અને જગતના આશ્રય છો. તમે સર્વ પ્રાણિયોથી પૃથક્

છો, અને એક અદ્વિતીયરૂપે પ્રકાશો છો. ૫૨

ओंकारवाच्यस्त्वं राम वाचामविषयः पुमान् ।
वाच्यवाचकभेदेन भवानेव जगन्मयः ॥५३॥

હે રામ! તમે ઓંકારનું વાચ્ય છો તથા તમેજ વાણીને અગોચર પરમપુરુષ છો. વાચ્ય, વાચક (શબ્દ–અર્થ) ભેદથી આપજ સમ્પૂર્ણ જગતરૂપ છો. ૫૩

कार्यकारणकर्तृत्वफलसाधनभेदतः ।
एको विभासि राम त्वं मायया बहुरूपया ॥५४॥

હે રામ! બહુરૂપી માયા વડે કાર્ય, કારણ, કર્તૃત્વ, ફળ તથા સાધન (એવા) ભેદથી તમે એકજ (જુદા જુદા) ભાસો છો. ૫૪

त्वन्मायामोहितधियस्त्वां न जानन्ति तत्त्वतः ।
मानुषं त्वाभिमन्यन्ते मायिनं परमेश्वरम् ॥५५॥

તમારી માયા વડે જેમની બુદ્ધિ મોહ પામી છે તે લોક તમારું વાસ્તવિકસ્વરૂપ જાણતા નથી (તેથી) માયાપતિ એવા તમને પરમેશ્વરને (સામાન્ય) મનુષ્ય માને છે. ૫૫

आकाशवत्त्वं सर्वत्र बहिरन्तर्गतोऽमलः ।
असङ्गो ह्यचलो नित्यः शुद्धो बुद्धः सदव्ययः ॥५६॥

તમે આકાશની માફક બહાર, અંદર તથા સર્વ ઠેકાણે રહેલા નિર્મળ, અસંગ, અચળ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્યસ્વરૂપ તથા અવ્યય છો. ૫૬

**योषिन्मूढाऽहमज्ञाते तत्त्वं जाने कथं विभो ।**
**तस्मात्ते शतशो राम नमस्कुर्यामनन्यधीः ॥५७॥**

હે વિભો ! અતિમૂઢ, અજ્ઞાત, સ્ત્રી જાતિ હું તમારા તત્ત્વ(સ્વરૂપ)ને કેવી રીતે જાણું ? (ન જાણી શકું.) માટે અનન્ય બુદ્ધિથી તમને સેંકડોવાર નમસ્કાર કરું છું. ૫૭

---

## પ્રસંગ ૫ મો

### બાલકાંડ. સર્ગ ૬. શ્લોક ૬૩-૬૬

ચારે કન્યાઓનાં લગ્ન કર્યા પછી રાજા જનક, પહેલાં નારદજી પોતાને જે ગુહ્ય વચનો કહી ગયા હતા તે વસિષ્ઠજી તથા વિશ્વામિત્રને વિનયપૂર્વક કહી સંભળાવે છેઃ—

**परमात्मा हृषीकेशो भक्तानुग्रहकाम्यया ।**
**देवकार्यार्थसिद्ध्यर्थं रावणस्य वधाय च ॥६३॥**

ઇન્દ્રિયોના ઈશ્વર (હૃષીકેશ), પરમાત્મા (રામ-

ચંદ્ર) ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે, દેવ કાર્યની સિદ્ધિને અર્થે અને રાવણનો વધ કરવા માટે ૬૩

**जातो राम इति ख्यातो मायामानुषवेषधृक् ।**
**आस्ते दाशरथिर्भूत्वा चतुर्धा परमेश्वरः ॥६४॥**

માયાએ કરી મનુષ્યના વેષને ધારણ કરી "રામ" એ નામથી વિખ્યાત (થએલા છે. તે) પરમેશ્વર (રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન રૂપે) દશરથને ત્યાં પોતાના ચાર અંશોથી અવતરેલા છે. ૬૪

**योगमायाऽपि सीतेति जाता वै तव वेश्मनि ।**
**अतस्त्वं राघवायैव देहि सीतां प्रयत्नतः ॥६५॥**

યોગમાયા પણ તારા ઘરમાં સીતારૂપે જન્મ્યાં છે. માટે તું પ્રયત્નપૂર્વક તે સીતાને રામ સાથે પરણાવ. ૬૫

**नान्येभ्यः पूर्वभार्यैषा रामस्य परमात्मनः ।**
**इत्युक्त्वा प्रययौ देवगतिं देवमुनिस्तदा ॥६६॥**

બીજા કોઈ સાથે (પરણાવીશ) નહિં. કારણ કે એ પહેલેથી પરમાત્મા રામની જ ભાર્યા છે. એમ કહીને દેવર્ષિ નારદજી આકાશમાર્ગે ચાલ્યા ગયા. ૬૬

પ્રસંગ ૬ ઠ્ઠો

બાલકાંડ. સર્ગ ૬. શ્લો. ૮૧

જનકની રાણીઓ સીતાને સાસરે વળાવતી વખતે (રોતાં રોતાં) સીતાને શિખામણ આપે છેઃ—

श्वश्रूशुश्रूषणपरा नित्यं राममनुव्रता ।

पातिव्रत्यमुपालम्ब्य तिष्ठ वत्से यथासुखम् ८१

હે પુત્રિ! સાસુ સસરાની સેવામાં પ્રીતિવાળી રહી, નિત્ય રામને અનુસરી, પતિવ્રતાના ધર્મનો આશ્રય કરીને સુખપૂર્વક રહેજે. ૮૧

પ્રસંગ ૭ મો.

બાલકાંડ. સર્ગ ૭. શ્લો. ૨૦–૪૮

શ્રી રામે પરશુરામના હાથમાંથી ધનુષ્ય ખેંચી લઈ તેના ઉપર બાણ સાંધ્યું. પછી "આ બાણ કયાં મારૂં?" એમ શ્રી રામે તેમને પૂછયું કે તુરત જ પરશુરામને પોતાના પૂર્વવૃત્તાંતની સ્મૃતિ થતાં

परशुराम उवाच ।

रामराम महाबाहो जाने त्वां परमेश्वरम्

पुराणपुरुषं विष्णुं जगत्सर्गलयोद्भवम् । २०

પરશુરામ કહે છે: 'હે રામ! હે રામ! હે મહા-

અહો ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર, પુરાણ પુરુષ એવા પરમેશ્વર, વિષ્ણુરૂપ તમને હું ઓળખું છું. ૨૦

### પ્રસંગ ૮ મો.

બાલકાંડ. સર્ગ ૭. શ્લો. ૨૯-૪૮

**स एव विष्णुस्त्वं राम जातोऽसि ब्रह्मणार्थितः ।**
**मयि स्थितं तु त्वत्तेजस्त्वयैव पुनराहृतम् ॥२९॥**

હે રામ! બ્રહ્માની પ્રાર્થનાથી એ વિષ્ણુરૂપ તમેજ જન્મ લીધો છે. વળી મારે વિષે રહેલા તમારા તેજને તમેજ પાછું હર્યું છે. ૨૯

**अद्य मे सफलं जन्म प्रतीतोऽसि मम प्रभो ।**
**ब्रह्मादिभिरलभ्यस्त्वं प्रकृतेः पारगो मतः ॥३०॥**

હે પ્રભો ! બ્રહ્માદિને પણ અલભ્ય એવા, પ્રકૃતિથી પર મનાએલા તમે આજે મને પ્રત્યક્ષ જણાયા તેથી મારો જન્મ સફળ થયો છે. ૩૦

**त्वयि जन्मादिषड्भावा न सन्त्यज्ञानसंभवाः ।**
**निर्विकारोऽसि पूर्णस्त्वं गमनादिविवर्जितः ॥३१॥**

તમારે વિષે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા જન્માદિ છ વિકાર નથી; તમે નિર્વિકાર, ગમનાદિ ક્રિયાથી રહિત તથા પૂર્ણ છો. ૩૧

यथा जले फेनजालं धूमो वह्नौ तथा त्वयि ।
त्वदाधारा त्वद्विषया माया कार्यं सृजत्यहो ॥३२॥

જેમ જળમાં ફીણનો સમૂહ રહેલો છે તથા જેમ અગ્નિમાં ધૂમાડો રહેલો છે તેમ તમારા આશ્રયે રહેલી તથા તમને વિષય કરવાવાળી માયા વિચિત્ર કાર્ય (રૂપ જગત)ને સરજે છે. ૩૨

यावन्मायावृता लोकास्तावत्त्वां न विजानते ।
अविचारितसिद्धैषाऽविद्या विद्याविरोधिनी ॥३३॥

જ્યાં સુધી લોકો માયામાં વિંટાએલા છે ત્યાં સુધી તમારા સ્વરૂપને જાણી શકતા નથી; જ્ઞાનની વિરોધી આ અવિદ્યા, જ્યાં સુધી વિચાર કરવામાં આવતો નથી ત્યાં સુધી તે રહે છે. ૩૩

अविद्याकृतदेहादिसङ्घाते प्रतिबिम्बिता ।
चिच्छक्तिर्जीवलोकेऽस्मिन् जीव इत्यभिधीयते ॥३४॥

અવિદ્યાજન્ય દેહાદિ સંઘાતમાં પ્રતિબિંબ પામેલી ચિત્-શક્તિ આ લોકમાં "જીવ" કહેવાય છે. ૩૪

यावद्देहमनःप्राणबुद्ध्यादिष्वभिमानवान् ।
तावत्कर्तृत्वभोक्तृत्वसुखदुःखादिभाग्भवेत् ॥३५॥

જ્યાં સુધી (જીવ) દેહ, મન, પ્રાણ અને બુદ્ધિ વગેરેને વિષે અભિમાનવાળો રહે છે ત્યાં સુધી કર્તા-

પણાના અને ભોક્તાપણાના (ફળ રૂપ) સુખ-દુઃખ વગેરેને ભોગવ્યા કરે છે. ૩૫

**आत्मनः संसृतिर्नास्ति बुद्धेर्ज्ञानं न जात्विति ।**
**अविवेकाद्द्वयं युङ्क्त्वा संसारीति प्रवर्तते ॥३६॥**

આત્માને (જન્મ મરણ આદિ) સંસાર નથી; બુદ્ધિને (જડ હોવાથી) કદિ જ્ઞાન થવાનો સંભવ નથી.(આત્મા અને બુદ્ધિ એ)બન્નેને અવિવેકથી ભેગાં માનીને, (જીવ) "હું સંસારી છું" એવું માનીને (કર્મમાં) પ્રવર્તે છે. ૩૬

**जडस्य चित्समायोगाच्चित्त्वं भूयाच्चितेस्तथा ।**
**जडसंगाज्जडत्वं हि जलाग्न्योर्मेलनं यथा ॥३७॥**

જળ અને અગ્નિનો સંબંધ થવાથી જેમ (જળમાં ઉષ્ણતા અને અગ્નિમાં શીતળતા ઉત્પન્ન થાય છે તે પ્રમાણે)જડ(બુદ્ધિ)નો ચેતન (આત્મા)સાથે સંબંધ થવાથી તેમાં ચેતનતા અને ચેતન(આત્મા)નો જડ (બુદ્ધિ)સાથે સંબંધ થવાથી તેમાં જડતા પ્રગટ થાય છે. ૩૭

**यावत्त्वत्पादभक्तानां सङ्गसौख्यं न विन्दति ।**
**तावत्संसारदुःखौघान्न निवर्तेन्नरः सदा ॥३८॥**

(જીવને અવિદ્યાથી જન્મ મરણ થાય છે તેનાથી મુક્ત કેવી રીતે થાય તેનું સાધન હવે બતાવે છે.)

હે પ્રભો! જ્યાંસુધી મનુષ્ય તમારા ચરણની ભકિત કરનારા ભકતોનો સંગ કરતો નથી ત્યાં સુધી તે સંસાર દુ:ખના સમૂહથી કોઇ દિવસ નિવૃત્તિ પામતો નથી. ૩૮

तत्सङ्गलब्धया भक्त्या यदा त्वां समुपासते ।
तदा माया शनैर्याति तानवं प्रतिपद्यते ॥३९॥

તેમના સંગથી મળેલી ભક્તિ વડે મનુષ્ય જયારે તમારી રૂડી પ્રકારે ઉપાસના કરે છે ત્યારે તમારી માયા ધીમે ધીમે જતી રહે છે, અને તે ક્ષીણ થતી જાય છે. ૩૯

ततस्त्वज्ज्ञानसंपन्नः सद्गुरुस्तेन लभ्यते ।
वाक्यज्ञानं गुरोर्लब्ध्वा त्वत्प्रसादाद्विमुच्यते ॥४०॥

પછી એ સાધકને, તમારા સ્વરૂપનું જ્ઞાન થયેલું છે એવા સદ્ગુરુની પ્રાપ્તિ થાય છે અને તે સદ્ગુરુ-દેવ પાસેથી મહાવાકયનો બોધ પામીને તે તમારી કૃપાવડે મુક્ત થઇ જાય છે. ૪૦

× × ×

यदि मेऽनुग्रहो राम तवास्ति मधुसूदन ।
त्वद्भक्तसङ्गस्त्वत्पादे दृढा भक्तिः सदाऽस्तु मे ॥४८॥

હે મધુસૂદન રામ! જો તમારી મારા ઉપર કૃપા હોય તો મને સદા તમારા ભકતોનો સંગ રહે તથા તમારા ચરણકમળમાં મારી સુદૃઢ ભક્તિ રહે. ૪૮

# અયોધ્યાકાંડ.

## પ્રસંગ ૧ લો

અયોધ્યાકાંડ. સર્ગ ૧. શ્લો. ૯-૨૮

સ્વર્ગમાંથી નારદજી અયોધ્યામાં રામજીને ત્યાં પધાર્યા. તેમને દેખતાંજ શ્રી રામે ઉઠી તેમનો સત્કાર કરીને કહ્યું, "અમને, ગૃહસ્થીઓને આપ જેવા સંતોનાં દર્શન, પૂર્વનાં મહાન્ પુણ્યકર્મનો ઉદય થવાથી થાય છે. આજે હું કૃતાર્થ થયો છું. આપનું શું કાર્ય કરૂં?" એ સાંભળી નારદ કહે છેઃ-

**किं मोहयसि मां राम वाक्यैर्लोकानुसारिभिः ॥९॥**

(હે રામચન્દ્ર!) મનુષ્ય લોકને અનુસરતાં વાક્યો (બોલીને) તમે મને શા માટે મોહ પમાડો છો? ૯

**संसार्यहमिति प्रोक्तं सत्यमेतत्त्वया विभो ।**
**जगतामादिभूता या सा माया गृहिणी तव ॥१०॥**

હે વિભો! "હું સંસારી છું" એ રીતે તમે જે કહ્યું તે સાચું છે; (કેમકે) જગતની આદિરૂપ જે મૂળ માયા તે તમારી ધર્મપત્ની છે. ૧૦

त्वत्सान्निकर्षाज्जायन्ते तस्यां ब्रह्मादयः प्रजाः।
त्वदाश्रया सदा भाति माया या त्रिगुणात्मिका ॥११॥

તમારા સન્નિધિ માત્રથી (સંબંધથી) તે માયાને વિષે બ્રહ્મા આદિ પ્રજા ઉત્પન્ન થાય છે. સત્વ, રજો અને તમોમયી ત્રિગુણાત્મક માયા સદા તમારે આશ્રિત રહીને ભાસે છે. ૧૧

सूतेऽजस्त्रं शुक्लकृष्णलोहिताः सर्वदा प्रजाः ।
लोकत्रयमहागेहे गृहस्थस्त्वमुदाहृतः ॥१२॥

(અને તે માયા) શુકલ (સત્વ), લોહિત (રજો), અને કૃષ્ણ (તમો ગુણી) પ્રજા નિરંતર ઉત્પન્ન કરે છે. ત્રૈલોક્યરૂપી મોટા ઘરને વિષે તમે (ગૃહસ્થ) કહેવાઓ છો. ૧૨

त्वं विष्णुर्जानकी लक्ष्मीः शिवस्त्वं जानकी शिवा।
ब्रह्मा त्वं जानकी वाणी सूर्यस्त्वं जानकी प्रभा ॥१३॥

તમે વિષ્ણુ સ્વરૂપ છો, જાનકી લક્ષ્મી સ્વરૂપ છે; તમે શિવ રૂપ છો જાનકી પાર્વતી છે; તમે બ્રહ્મા છો અને સીતા સરસ્વતિ છે; તમે સૂર્ય દેવ છો અને સીતા પ્રભા છે. ૧૩

**भवान् शशांकः सीता तु रोहिणी शुभलक्षणा ।**
**शक्रस्त्वमेव पौलोमी सीता स्वाहानलो भवान् ॥१४॥**

તમે ચન્દ્ર છો અને શુભ લક્ષણવાળી સીતા રોહિણી છે; તમેજ ઇન્દ્ર છો, સીતા ઇન્દ્રાણી છે; તમેજ અગ્નિ છો, સીતા સ્વાહા છે. ૧૪

**यमस्त्वं कालरूपश्च सीता संयमिनी प्रभो ।**
**निर्ऋतिस्त्वं जगन्नाथ तामसी जानकी शुभा ॥१५॥**

હે પ્રભો! તમે કાળ સ્વરૂપ યમ છો, સીતા સંયમિની છે. હે જગતના નાથ! તમે નિર્ઋતિ(રુદ્ર)છો અને કલ્યાણી સીતા તામસી છે. ૧૫

**राम त्वमेव वरुणो भार्गवी जानकी शुभा ।**
**वायुस्त्वं राम सीता तु सदा गतिरितीरिता ॥१६॥**

હે રામ! તમે જ વરુણ છો અને કલ્યાણી સીતા ભૃગુ કન્યા વારુણી છે. હે રામ! તમે વાયુ રૂપ છો અને સીતા સદા "ગતિ" એ નામથી કહેવાય છે. ૧૬

**कुबेरस्त्वं राम सीता सर्वसंपत्प्रकीर्तिता ।**
**रुद्राणी जानकी प्रोक्ता रुद्रस्त्वं लोकनाशकृत् ॥१७॥**

હે રામ! તમે કુબેર છો અને સીતા સર્વ સંપત્તિ રૂપે પ્રખ્યાત છે; તમે લોકોના નાશને કરનાર રુદ્ર છો અને જાનકી રુદ્રાણી કહેવાય છે. ૧૭

लोके स्त्रीवाचकं यावत् तत्सर्वं जानकी शुभा ।
पुन्नाम वाचकं यावत्तत्सर्वं त्वं हि राघव ॥१८॥

હે રાઘવ! લોકને વિષે જેટલું સ્ત્રી વાચક છે તે સર્વ શુભ લક્ષણવાળાં જાનકી રૂપ છે અને જેટલું પુરુષ વાચક છે તે સર્વ તમેજ છો. ૧૮

तस्माल्लोकत्रये देव युवाभ्यां नास्ति किंचन ॥१९॥

માટે હે દેવ! ત્રણે લોકમાં તમારા બે સિવાય (બેથી ભિન્ન) બીજું કાંઇજ નથી. ૧૯

त्वदाभासोदिताज्ञानमव्याकृतमितीर्यते ।
तस्मान्महांस्ततः सूत्रं लिंगं सर्वात्मकं ततः ॥२०॥

તમારાજ આભાસથી ઉત્પન્ન થયેલું અજ્ઞાન તે અવ્યાકૃત કહેવાય છે; તેનાથી મહત્તત્વ, મહત્તત્વથી અહંકાર (સૂત્રાત્મા—હિરણ્યગર્ભ) અને અહંકારથી સર્વ કાર્યાત્મક લિંગ દેહ (ઉત્પન્ન થાય છે.) ૨૦

अहंकारश्च बुद्धिश्च पंचप्राणेन्द्रियाणि च ।
लिंगमित्युच्यते प्राज्ञैर्जन्ममृत्युसुखादिमत् ॥२१॥

અહંકાર (મન), બુદ્ધિ, પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિયો (એ બધાના સમૂહ)ને બુદ્ધિમાન્ માણસો જન્મ-

મૃત્યુ તથા સુખદુઃખાદિ ધર્મોવાળો '<u>લિંગ દેહ</u>' કહે છે. ૨૧

स एव जीवसंज्ञश्च लोके भाति जगन्मयः ।
अवाच्यानाद्यविद्यैव कारणोपाधिरुच्यते ॥२२॥

(લિંગ દેહનું અભિમાન કરવાવાળું ચેતન) એજ જગતમાં જગત રૂપ બની જીવ એવા નામથી વિખ્યાત છે. અનિર્વચનીય અને અનાદિ અવિદ્યાજ (આ જીવની) કારણ ઉપાધિ કહેવાય છે. ૨૨

स्थूलं सूक्ष्मं कारणाख्यमुपाधित्रितयं चितेः ।
एतैर्विशिष्टो जीवः स्याद्वियुक्तः परमेश्वरः ॥२३॥

શુદ્ધ ચૈતન્યની સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ નામની ત્રણ ઉપાધિયો છે; એ ત્રણ સાથે ચૈતન્ય જોડાય છે ત્યારે તે <u>જીવ</u> કહેવાય છે અને એથી મુક્ત થાય છે ત્યારે તે <u>પરમેશ્વર</u> કહેવાય છે. ૨૩

जाग्रत्स्वप्न सुषुप्त्याख्या संसृतिर्या प्रवर्तते ।
तस्या विलक्षणः साक्षी चिन्मात्रस्त्वं रघूत्तम ॥२४॥

હે રઘુકુળમાં ઉત્તમ! જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એવી જે ત્રણ પ્રકારની સૃષ્ટિ છે તેનાથી તમે વિલક્ષણ છો અને તેના સાક્ષી ચૈતન્ય માત્ર છો. ૨૪

त्वत्त एव जगज्जातं त्वयि सर्वं प्रतिष्ठितम् ।*
त्वय्येव लीयते कृत्स्नं तस्मात्त्वं सर्वकारणम् ॥२५॥

આ સંપૂર્ણ જગત્ તમારાથી ઉત્પન્ન થયેલું છે, તમારે વિષે રહ્યું છે અને તમારે જ વિષે લય પામે છે; માટે સર્વ જગતના કારણ રૂપ તમે છો. ૨૫

रज्जावहिमिवात्मानं जीवं ज्ञात्वा भयं भवेत् ।
परात्माहमिति ज्ञात्वा भय दुःखैर्विमुच्यते ॥२६॥

રજ્જુને સર્પ માનવાથી પુરુષને જે રીતે ભય થાય છે તે રીતે આત્માને જીવ માનવાથી મનુષ્યને ભય રૂપ સંસાર થાય છે; પરંતુ (એ જીવને) હું પરમાત્મા છું એવું જ્ઞાન થાય છે ત્યારે તે સંસારના સંપૂર્ણ ભય અને દુઃખોમાંથી છૂટી જાય છે. ૨૬

चिन्मात्रज्योतिषा सर्वाः सर्वदेहेषु बुद्धयः ।
त्वया यस्मात्प्रकाश्यन्ते सर्वस्यात्मा ततो भवान् ॥२७

ચિન્માત્ર, જ્યોતિઃ સ્વરૂપ તમેજ સર્વ શરીરોમાં રહીને તેમની બુદ્ધિયોને પ્રકાશિત કરો છો, તેથી તમેજ સર્વના આત્મા છો. ૨૭

*સરખાવો : मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् ।
(શ્રી. શંકરાચાર્ય) मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहम् ॥

अज्ञानान्न्यस्यते सर्वं त्वयि रज्जौ भुजंगवत् ।
त्वज्ज्ञानाल्लीयते सर्वं तस्माज्ज्ञानं सदाभ्यसेत् ॥२८॥

રજ્જુમાં સર્પભ્રમની પેઠે અજ્ઞાનથી તમારામાં સર્વ જગતની કલ્પના કરાઈ છે; તમારા સ્વરૂપનું જ્ઞાન થવાથી તે સંપૂર્ણ (ભ્રાન્તિ) લય પામી જાય છે; માટે (મનુષ્યે) સદા જ્ઞાનનો અભ્યાસ કરવો જોઈએ. ૨૮

---

પ્રસંગ ૨ જો.

અયોધ્યાકાંડ. સર્ગ ૨. શ્લો. ૧૮-૩૨

વસિષ્ઠ ગુરુ રામના મહેલમાં પધારતાં શ્રી રામનો વિનય:—

गुरुमागतमाज्ञाय रामस्तूर्णं कृताञ्जलिः ॥१८॥
प्रत्युद्गम्य नमस्कृत्य दण्डवद्भक्तिसंयुतः ।
स्वर्णपात्रेण पानीयमानिनायाशु जानकी ॥१९॥

રામચંદ્ર, ગુરુ(વસિષ્ઠ)ને આવતા જોઈને, તુરત બે હાથ જોડી તેમની સામે ગયા અને ભક્તિ વડે તેમને દંડવત્ પ્રણામ કર્યા. (એટલામાં) જાનકીજીએ ઝટ સુવર્ણના પાત્રમાં પાણી આણ્યું. ૧૮-૧૯

रत्नासने समावेश्य पादौ प्रक्षाल्य भक्तितः ।
तदपः शिरसा धृत्वा सीतया सह राघवः ॥२०॥

(વસિષ્ઠ મુનિને) રત્નના સિંહાસન ઉપર બેસાડીને, સીતા સહિત શ્રી રામે ભક્તિથી તેમના બન્ને ચરણ પખાળ્યા. (અને) તેમનું ચરણામૃત ( બન્ને જણે પોતાના ) મસ્તક ઉપર ધારણ કરી, ૨૦

**धन्योऽस्मीत्यब्रवीद्रामस्तव पादाम्बुधारणात् ।**
**श्रीरामेणैवमुक्तस्तु प्रहसन्मुनिरब्रवीत् ॥२१॥**

રામ કહેવા લાગ્યા, "હે મહારાજ ! આજે આપના ચરણ કમળનાં જળને મસ્તક પર ધારણ કરવાથી હું ભાગ્યશાળી થયો છું." શ્રી રામનું આવું કહેવું શ્રવણ કરીને (વસિષ્ઠ) મુનિ હસતા હસતા બોલ્યા: ૨૧

**त्वत्पादसलिलं धृत्वा धन्योऽभूद्गिरिजापतिः ।**
**ब्रह्मापि मत्पिता ते हि पादतीर्थहताशुभः ॥२२॥**

આપના ચરણ કમળનાં જળને ધારણ કરવાથી પાર્વતીપતિ શિવ ભાગ્યશાળી થયા છે; મારા પિતા બ્રહ્માજી પણ આપનાં ચરણામૃતને ધારણ કરવાથી પાપ રહિત થયા છે. ૨૨

**इदानीं भाषसे यत्त्वं लोकानामुपदेशकृत् ।**
**जानामि त्वां परात्मानं लक्ष्म्या संजातमीश्वरम् ॥२३॥**

(ગુરુની સાથે કેવા પ્રકારનો વ્યવહાર કરવો જોઇએ

તે સંબંધી) તમે હમણાં જે બોલો છો તે લોકોને ઉપદેશ કરવા માટે છે. (પરન્તુ) હું જાણું છું કે તમે પરમાત્મા છો અને ઈશ્વર એવા તમે લક્ષ્મી સાથે અવતાર લીધો છે. ૨૩

× × ×

तथापि देवकार्यार्थं गुह्यं नोद्घाटयाम्यहम्।
यथा त्वं मायया सर्वं करोषि रघुनन्दन ॥२५॥

તો પણ દેવોનાં કાર્ય (સિદ્ધ) થવા માટે હું આ છૂપી વાત કોઈની પાસે ઉઘાડી પાડતો નથી. હે રઘુનન્દન! તમે માયા વડે જે પ્રમાણે સર્વ કાર્ય કરો છો, ૨૫

तथैवानुविधास्येऽहं शिष्यस्त्वं गुरुरप्यहम् ।
गुरुर्गुरूणां त्वं देव पितृणां त्वं पितामहः ॥२६॥

તે પ્રમાણે હું પણ તમારી સાથે વર્તું છું. તમે શિષ્ય છો અને હું પણ (તમારો) ગુરુ છું; (ખરી રીતે જોતાં તો) હે દેવ! તમે ગુરુઓ (બ્રહ્માદિક)ના પણ ગુરુ છો (તેમજ) પિતૃઓના પિતામહ છો; ૨૬

अन्तर्यामी जगद्यात्रावाहकस्त्वमगोचरः ।
शुद्धसत्त्वमयं देहं धृत्वा स्वाधीनसम्भवम् ॥२७॥

જગતની સ્થિતિના નિર્વાહક, અન્તર્યામી, તમે (વાણી અને મનથી) અગોચર છો. દેહ ધરવો

(જન્મ લેવો) એ તમારે સ્વાધીન હોવાથી શુદ્ધ સત્ત્વ ગુણાત્મક દેહ ધરીને, ૨૭

**मनुष्य इव लोकेऽस्मिन् भासि त्वं योगमायया ।**
**पौरोहित्यमहं जाने विगर्ह्यं दूष्यजीवनम् ॥२८॥**

યોગમાયા વડે આ લોકમાં તમે મનુષ્યના જેવા દેખાઓ છો. હું જાણું છું કે પુરોહિતનું કાર્ય (ગોરપદું) નિંદાપાત્ર છે અને તે વૃત્તિથી આજીવિકા કરવામાં દોષ છે. ૨૮

[ પરન્તુ ઈક્ષ્વાકુ વંશમાં પરમાત્મા, રામચંદ્ર રૂપે અવતાર ધારણ કરશે, એ વાત હું પ્રથમથીજ જાણતો હતો; તે મને (મારા પિતા) બ્રહ્માજીએ કહી હતી. એટલા માટે તમારી સાથે સંબંધ કરવાની ઈચ્છાથી આ નિંદિત છતાં પણ પુરોહિતપણાનું કાર્ય મેં સ્વીકારી લીધું મને એવી આશા હતી કે હું તમારો ગુરુ થઈશ. (૨૯-૩૦) ]

**ततो मनोरथो मेऽद्य फलितो रघुनन्दन ।**
**त्वदधीना महामाया सर्वलोकैकमोहिनी ॥३१॥**

હે રામ! આજે મારો તે મનોરથ પૂરો થયો છે. સંપૂર્ણ લોકને મોહ કરનારી માયા તમારે આધીન છે; ૩૧

**मां यथा मोहयेन्नैव तथा कुरु रघूद्वह ।**
**गुरु निष्कृतिकामस्त्वं यदि देह्येतदेव मे ॥३२॥**

હે રઘુકુલોદ્ધારક! (તે માયા) મને મોહિત ન કરે એવું તમે કરો. જો આપના મનમાં ગુરુના પ્રતિ ઉપકાર કરવાની ઈચ્છા હોય તો એટલું જ મને આપો. ૩૨

## પ્રસંગ ૩ જો.

અયોધ્યાકાંડ. સર્ગ ૨. શ્લોક ૮૨-૮૩

धीरोऽत्यन्तदयान्वितोऽपि सुगुणाचारान्वितो वाथवा।
नीतिज्ञो विधिवाददेशिकपरो विद्या विवेकोऽथवा।
दुष्टानामतिपापभावितधियां संगं सदा चेद्भजेत्।
तद्बुद्धया परिभावितो व्रजति तत् साम्यं क्रमेण स्फुटम्

(મહાદેવજી કહે છે, હે પાર્વતિ!) મનુષ્ય ગમે તેટલો ધીર, અત્યંત દયાળુ, સુંદર, ગુણી, સદાચારી, નીતિજ્ઞ, શાસ્ત્રજ્ઞ, ગુરુભક્ત તથા બ્રહ્મવિદ્યાનો વિચાર કરવાવાળો હોય, પરંતુ પાપ બુદ્ધિવાળા દુષ્ટોની સતત સોબતથી તેની બુદ્ધિ પણ તેવી જ થઈ જાય છે અને ધીમે ધીમે તે ધીર, દુષ્ટના જેવો થઈ જાય છે. ૮૨

अतः संगः परित्याज्यो दुष्टानां सर्वदैव हि।
दुःसंगी च्यवते स्वार्थाद्यथेयं राजकन्यका ॥८३॥

માટે દુષ્ટોનો સંગ અવશ્ય ત્યાગ કરવો જોઈએ;

કારણ કે રાણી કૈકેયીની માફક દુષ્ટ સંગવાળો પોતાના પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે. ૮૩

### પ્રસંગ ૪ થો.

અયોધ્યાકાંડ. સર્ગ ૩. શ્લો. ૫૯-૬૧

### રામજીની પિતૃભક્તિ. ત્રણ પ્રકારના પુત્રો.

**पित्रर्थे जीवितं दास्ये, पिबेयं विषमुल्बणम् ।**
**सीतां त्यक्ष्येऽथ कौसल्यां, राज्यं चापि त्यजाम्यहम् ।५९।**

(રામચન્દ્રજી કૈકેયીને કહે છે:–) પિતાને માટે જીવિતનો ત્યાગ કરું, ભયંકર વિષનું પાન કરું, સીતાનો ત્યાગ કરું, અને કૌશલ્યા તથા રાજ્યને પણ ત્યજું. ૫૯

**अनाज्ञप्तोऽपि कुरुते पितुः कार्यं स उत्तमः ॥६०॥**
**उक्तः करोति यः पुत्रः स मध्यम उदाहृतः ।**
**उक्तोऽपि कुरुते नैव स पुत्रो मल उच्यते ॥६१॥**

પિતા આજ્ઞા ન કરે છતાં પણ (તેમનું મન જાણીને) જે પિતાનું કાર્ય કરે છે તે ઉત્તમ પુત્ર ગણાય છે. આજ્ઞા કર્યા પછી જે પુત્ર તે આજ્ઞા પાળે તેને મધ્યમ પુત્ર જાણવો; અને પિતાએ કહ્યું હોય છતાં પણ તે પ્રમાણે ન કરે તો તે પુત્રને અધમ જાણવો. ૬૦-૬૧

પ્રસંગ ૫ મો.

અયોધ્યાકાંડ. સર્ગ ૪. શ્લો. ૧૮–૪૩

શ્રી રામને વનમાં મોકલનાર કૈકેયી વગેરે ઉપર લક્ષ્મણ ઘણા ક્રોધે ભરાય છે. તેમને શાંત કરતા

राम उवाच ।

**शूरोऽसि रघुशार्दूल ममात्यन्तहिते रतः ।**
**जानामि सर्वं ते सत्यं किन्तु तत्समयो नहि ॥१८॥**

રામ કહે છે—હે રઘુકુળમાં સિંહ ! મારું અત્યંત હિત કરવામાં પ્રીતિવાળા તમે શૂરવીર છો. તમે જે કહો છો, તે સર્વ સત્ય છે, એમ હું જાણું છું, પરન્તુ તેમ કરવાનો આ સમય નથી. ૧૮

**यदिदं दृश्यते सर्वं राज्यं देहादिकं च यत् ।**
**यदि सत्यं भवेत्तत्र आयासः सफलश्च ते ॥१९॥**

જે આ, સર્વ દેખાય છે, તે રાજ્ય તથા શરીર વગેરે જો સાચું હોય તો તમારો આ શ્રમ સફળ (ગણાય). ૧૯

**भोगा मेघवितानस्थविद्युल्लेखेव चंचलाः ।**
**आयुरप्यग्निसंतप्तलोहस्थजलबिन्दुवत् ॥२०॥**

(પરન્તુ) ભોગો વાદળાંને વિષે રહેલી વિજળીની લીટી સરખા ચંચળ છે, (અને) આયુષ્ય પણ

અગ્નિથી તપેલા લોઢા પર પડેલા જળના ટીપા સરખું (ક્ષણિક છે.) ૨૦

**यथा व्यालगलस्थोऽपि भेको दंशानपेक्षते ।**
**तथा कालाहिना ग्रस्तो लोको भोगानशाश्वतान् ॥२१॥**

જેમ (પોતાના મૃત્યુરૂપ) સર્પના ગળામાં રહેલો દેડકો ડાંસ વગેરેને (પકડવાની) ઇચ્છા કરે છે, તેમ કાળરૂપી સર્પથી ગળાયેલાં પ્રાણી પણ ક્ષણિક ભોગોની આશા કરે છે. ૨૧

**करोति दुःखेन हि कर्मतन्त्रम्**
**शरीरभोगार्थमहर्निशं नरः ।**
**देहस्तु भिन्नः पुरुषात्समीक्ष्यते**
**को वात्र भोगः पुरुषेण भुज्यते ॥२२॥**

મનુષ્ય, શરીરના ભોગને અર્થે ધન ઉપાર્જન કરવા રાત્રિદિવસ વ્યાપાર વગેરે કર્મ (તથા કામ્ય કર્મ) દુઃખથી કરે છે;

[વારુ, તે ભોગ કોના? શરીરના કે આત્માના? શરીરના તો નહી, કારણ કે શરીર તો જડ છે અને આત્માથી ભિન્ન છે. વળી જડને સુખ દુઃખ વગેરેનો સાક્ષાત્કાર થવાનો અત્યંત અસંભવ છે. તેમજ શુદ્ધ

ભાવપણાથી અનેઅપરિણામીપણાથી આત્માને પણ ભોગનો અતિ અસંભવ છે. માટે ]

દેહ આત્માથી ભિન્ન જણાય છે. ત્યારે પુરુષ અહિં કયો ભોગ ભોગવે છે? ૨૨

पितृमातृसुतभ्रातृदारबन्ध्वादिसंगमः ।
प्रपायामिव जन्तूनां नद्यां काष्ठौघवच्चलः ॥२३॥

પિતા, માતા, પુત્ર, ભાઈ, સ્ત્રી અને સંબંધિ, પરબમાં એકઠાં મળેલાં પ્રાણીઓની પેઠે તથા નદીમાં ભેગાં મળેલાં લાકડાંના સમૂહની પેઠે ચંચળ છે. ૨૩

छायेव लक्ष्मीश्चपला प्रतीता
तारुण्यमम्बूर्मिवदध्रुवं च ।
स्वप्नोपमं स्त्रीसुखमायुरल्पम्
तथापि जन्तोरभिमान एषः ॥२४॥

લક્ષ્મી છાયાની પેઠે ચંચળ જણાય છે; યૌવન પાણીના મોજાં સરખું ક્ષણિક છે; સ્ત્રીનું સુખ સ્વપ્ન સરખું છે; (અને) આયુષ્ય અલ્પ છે; છતાં જીવ (પ્રાણી)ને આ અભિમાન શું? ૨૪

संसृतिः स्वप्नसदृशी सदा रोगादिसंकुला ।
गन्धर्वनगरप्रख्या मूढस्तामनुवर्तते ॥२५॥

રોગ વગેરેથી વ્યાપ્ત સંસારની સ્થિતિ સદા સ્વપ્ન સરખી છે તથા ગન્ધર્વનગર જેવી છે. (તો પણ મનુષ્ય) મૂઢ બની તેની પાછળ પાછળ જાય છે (તેને મેળવવા ચાહે છે.) ૨૫

**आयुष्यं क्षीयते यस्मादादित्यस्य गतागतैः ।**
**दृष्ट्वान्येषां जरामृत्यू कथञ्चिन्नैव बुध्यते ॥२६॥**

સૂર્યના ઉદય અસ્તથી આયુષ્ય ક્ષીણ થાય છે; (તે, અને) બીજાઓનાં જરા તથા મરણ જોઇને પણ મને જરા તથા મરણ થશે એવું મૂઢમતિવાળાને કોઇ પ્રકારે જાણવામાં આવતું નથી. ૨૬

**स एव दिवसः सैव रात्रिरित्येव मूढधीः ।**
**भोगाननुपतत्येव कालवेगं न पश्यति ॥२७॥**

આ તેનો તે જ દિવસ અને તેની તે જ રાત્રિ છે એ રીતે માની એ મૂઢ બુદ્ધિવાળો, કાળના વેગને દેખતો નથી. અને (ક્ષણિક) ભોગોને વિષે આસક્ત થાય છે. ૨૭

**प्रतिक्षणं क्षरत्येतदायुरामघटाम्बुवत् ।**
**सपत्ना इव रोगौघाः शरीरं प्रहरन्त्यहो ॥२८॥**

કાચા ઘડામાં રહેલા પાણીની પેઠે આયુષ્ય

ક્ષણેક્ષણે ઓછું થાય છે અને રોગોના સમૂહો પણ શત્રુઓની પેઠે શરીરને પ્રહાર કરે છે; ૨૮

**जरा व्याघ्रीव पुरतस्तर्जयन्त्यवतिष्ठते ।**
**मृत्युः सहैव यात्येष समयं सम्प्रतीक्षते ॥२९॥**

તિરસ્કાર કરતી વૃદ્ધાવસ્થા પણ વાઘણની પેઠે સન્મુખ આવી ઉભી છે; મૃત્યુ પણ તેની સાથે જ આવે છે અને સમયની રાહ જુવે છે. ૨૯

**देहोऽहं भावमापन्नो राजाहं लोकविश्रुतः ।**
**इत्यस्मिन्मनुते जन्तुः कृमिविड्भस्मसंज्ञिते ॥३०॥**

જીવડા, વિષ્ઠા અને રાખરૂપ શરીરમાં અહંકારને પામેલો જીવ "હું રાજા છું, લોકમાં પ્રખ્યાત છું" એમ માને છે. ૩૦

**त्वगस्थिमांसविण्मूत्ररेतोरक्तादिसंयुतः ।**
**विकारी परिणामी च देह आत्मा कथं वद ॥३१॥**
**यमास्थाय भवाँल्लोकं दग्धुमिच्छति लक्ष्मण ।**
**देहाभिमानिनः सर्वे दोषाः प्रादुर्भवन्ति हि ॥३२॥**

હે લક્ષ્મણ! ચામડી, હાડકાં, માંસ, વિષ્ઠા, મૂત્ર, વીર્ય અને લોહી વગેરેથી ભરેલો, વિકારી તથા પરિણામી આ દેહ જેનો આશ્રય કરીને, જગતને

બાળવાની તમે ઈચ્છા કરો છો તે દેહ (અવિકારી અને અવ્યય) આત્મા કેમ કહેવાય? તે કહો. સર્વે દોષો દેહાભિમાનીને આવી પડે છે. ૩૧-૩૨

देहोऽहमिति या बुद्धिरविद्या सा प्रकीर्तिता ।
नाहं देहश्चिदात्मेति बुद्धिर्विद्येति भण्यते ॥३३॥

હું દેહ છું, એવી જે બુદ્ધિ તેને અવિદ્યા કહેલી છે; (અને) હું દેહ નથી પરન્તુ ચિદાત્મા છું એ રીતની જે બુદ્ધિ તે વિદ્યા કહેવાય છે. ૩૩

अविद्या संसृतेर्हेतुर्विद्या तस्या निवर्तिका ।
तस्माद्यत्नः सदा कार्यो विद्याभ्यासे मुमुक्षुभिः ।
कामक्रोधादयस्तत्र शत्रवः शत्रुसूदन ॥३४॥

(તે) અવિદ્યા જન્મ મરણના કારણરૂપ છે; અને વિદ્યા, અવિદ્યાની નિવૃત્તિ કરનારી છે. તે માટે મુમુક્ષુઓએ સદા વિદ્યાના અભ્યાસમાં યત્ન કરવો. હે શત્રુનો નાશ કરનાર! તે વિદ્યાના અભ્યાસમાં કામ ક્રોધ વગેરે શત્રુઓ છે; ૩૪

तत्रापि क्रोध एवालं मोक्षविघ्नाय सर्वदा ।
येनाविष्टः पुमान्हन्ति पितृभ्रातृसुहृत्सखीन् ॥३५॥

તેમાં પણ મોક્ષમાં વિઘ્ન કરવા માટે સદા ક્રોધ

એકલો જ બસ છે. (કારણ કે) ક્રોધના આવેશમાં આવેલો પુરુષ પિતા, ભાઈ, સંબંધી તથા મિત્રોને હણે છે. ૩૫

**क्रोधमूलो मनस्तापः क्रोधः संसारबन्धनम् ।**
**धर्मक्षयकरः क्रोधस्तस्मात् क्रोधं परित्यज ॥३६॥**

ક્રોધ મનના સંતાપનું મૂળ છે; ક્રોધ જન્મ મરણનું બંધન આપનાર છે; ક્રોધ ધર્મનો ક્ષય કરનાર છે; માટે તું ક્રોધનો પરિત્યાગ કર. ૩૬

**क्रोध एष महान् शत्रुस्तृष्णा वैतरणी नदी ।**
**संतोषो नन्दनवनं शान्तिरेव हि कामधुक् ॥**
**तस्माच्छान्तिं भजस्वाद्य शत्रुरेवं भवेन्न ते ॥३७॥**

આ ક્રોધ મહા શત્રુરૂપ છે; તૃષ્ણા વૈતરણી નદીરૂપ છે; સન્તોષ નન્દનવનરૂપ છે; અને શાન્તિ કામધેનુરૂપ જ છે. માટે તમે હવે શાન્તિનું સેવન કરો; એમ કરવાથી (ક્રોધ) તમારો શત્રુ નહિ થાય. ૩૭

**देहेन्द्रियमनःप्राणबुद्ध्यादिभ्यो विलक्षणः ।**
**आत्मा शुद्धः स्वयंज्योतिरविकारी निराकृतिः ॥३८॥**

આત્મા, દેહ ઇન્દ્રિયો મન પ્રાણ અને બુદ્ધિ

વગેરેથી વિલક્ષણ, શુદ્ધ, સ્વયંજ્યોતિ, અવિકારી અને નિરાકાર છે. ૩૮

**यावद्देहेन्द्रियप्राणैर्भिन्नत्वं नात्मनो विदुः ।**
**तावत्संसारदुःखौघैः पीड्यन्ते मृत्युसंयुताः ॥३९॥**

જ્યાં સુધી દેહ ઇન્દ્રિયો અને પ્રાણથી, આત્માનું ભિન્નપણું જાણવામાં આવતું નથી ત્યાં સુધી મત્યુયુક્ત પુરુષો સાંસારિક દુઃખના સમૂહોથી પીડાય છે. ૩૯

**तस्मात्त्वं सर्वदा भिन्नमात्मानं हृदि भावय ॥४०॥**

માટે આત્મા દેહાદિકથી ભિન્ન છે એમ તમે હૃદયમાં સર્વદા જાણો (અનુભવ કરો). ૪૦

**बुद्ध्यादिभ्यो बहिः सर्वमनुवर्तस्व मा खिदः ।**
**भुञ्जन्प्रारब्धमखिलं सुखं वा दुःखमेव वा ॥४१॥**

બુદ્ધિ આદિથી હું જુદો છું (એમ નિશ્ચય કરી) સર્વ (લોકવ્યવહાર)ને અનુસરો; (અને) સુખ અથવા દુઃખરૂપ સંપૂર્ણ પ્રારબ્ધ ભોગવતાં (ચિત્તમાં) ખેદ ન કરો. ૪૧

**प्रवाहपतितं कार्यं कुर्वन्नपि न लिप्यसे ।**
**बाह्ये सर्वत्र कर्तृत्वमावहन्नापि राघव ॥४२॥**

હે લક્ષ્મણ! (ઇન્દ્રિયાદિ દ્વારા) બહારથી કર્તા-

પણું બતાવતાં છતાં, જે કાર્ય પ્રારબ્ધયોગે આવી પડે તે કરવા છતાં પણ તું તે કર્મોથી બંધાઈશ નહિં. ૪૨

**अन्तःशुद्धस्वभावस्त्वं लिप्यसे न च कर्मभिः ।**
**एतन्मयोदितं कृत्स्नं हृदि भावय सर्वदा ॥४३॥**

(અને) અન્દરથી શુદ્ધ સ્વરૂપ હોવાથી તું કર્મો(નાં ફળ, સુખદુઃખ)થી લેપાઈશ નહી. આ મેં કહેલા સંપૂર્ણ જ્ઞાનનો તું સદા હૃદયમાં વિચાર કરજે. ૪૩

**संसारदुःखैरखिलैर्बाध्यसे न कदाचन ।**

(તેમ કરવાથી) કદિપણ સંસારનાં કોઈપણ દુઃખથી તું પીડા પામીશ નહિં.

---

### પ્રસંગ ૬ ઠ્ઠો.

અયોધ્યાકાંડ. સર્ગ ૫. શ્લો. ૧૦-૨૯

વામદેવ નામના મુનિ એકઠા મળેલા દુઃખાતુર સાધુ, મહાત્માઓ તથા લોકોને રામ અને સીતાજીનું ઓળખાણ કરાવવા કહે છેઃ–

**मानुशोचथ रामं वा सीतां वा वच्मि तत्त्वतः ॥१०॥**

(હે મહાત્માઓ! હે નગરજનો!) રામ અને સીતાની બાબતમાં તમે શોક કરો મા. હું તત્ત્વ ઉપદેશ કહું છું (તે સાંભળો): ૧૦

एष रामः परो विष्णुरादिनारायणः स्मृतः ।
एषा सा जानकी लक्ष्मीर्योगमायेति विश्रुता ॥११॥

આ રામ, વિષ્ણુરૂપ આદિનારાયણ પરમાત્મા છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે; (અને) આ પેલાં જાનકી (પરમાત્માની) યોગમાયા (એ નામથી) વિખ્યાત શ્રી લક્ષ્મીજી છે. ૧૧

असौ शेषस्तमन्वेति लक्ष्मणाख्यश्च सांप्रतम् ।
एष मायागुणैर्युक्तस्तत्तदाकारवानिव ॥१२॥

(અને) આ શેષનાગ, (રામના) લક્ષ્મણ નામના ભાઈ (બનીને) હમણાં તેની પાછળ જાય છે. માયાના ગુણોથી યુક્ત આ શ્રી રામ, તે તે આકારવાળા થયા જણાય છે. ૧૨

एष एव रजोयुक्तो ब्रह्माभूद्विश्वभावनः ।
सत्त्वाविष्टस्तथा विष्णुस्त्रिजगत्प्रतिपालकः ॥
एष रुद्रस्तामसोऽन्ते जगत्प्रलयकारणम् ॥१३॥

આ જ રામ, રજોગુણથી યુક્ત થઈ વિશ્વને સર્જનાર બ્રહ્મારૂપ થાય છે; સત્ત્વગુણથી યુક્ત થઈ ત્રૈલોક્યના પાલન કરનાર વિષ્ણુરૂપ થાય છે. (અને) એના એ જ રામ

અન્તે તમોગુણથી યુક્ત થતાં જગતના પ્રલયના કારણ રૂપ રુદ્ર થાય છે. ૧૩

**एष मत्स्यः पुरा भूत्वा भक्तं वैवस्वतं मनुम्।**
**नाव्यारोप्य लयस्यान्ते पालयामास राघवः ॥१४॥**

આ રામે પૂર્વે મત્સ્ય થઈને ભક્ત એવા વૈવસ્વત મનુને નૌકામાં બેસાડી પ્રલય થતાં સુધી તેની રક્ષા કરી હતી. ૧૪

**समुद्रमथने पूर्वं मन्दरे सुतलं गते।**
**अधारयत्स्वपृष्ठेऽद्रिं कूर्मरूपो रघूत्तमः ॥१५॥**

પૂર્વે સમુદ્રનું મંથન કરતાં મન્દરાચલ પર્વત જ્યારે પાતાળમાં પેસવા લાગ્યો, ત્યારે રઘુકુળમાં ઉત્તમ એવા આ રામચન્દ્રે કચ્છપ રૂપ લઈ પોતાની પીઠ ઉપર તે પર્વતને ધારણ કર્યો હતો. ૧૫

**मही रसातलं याता प्रलये सूकरोऽभवत्।**
**तोलयामास दंष्ट्राग्रे तां क्षोणीं रघुनन्दनः ॥१६॥**

(અને) જ્યારે પૃથ્વી રસાતળમાં ગઈ હતી, ત્યારે પ્રલય વખતે આ રામ વરાહરૂપ થયા હતા; (અને) પૃથ્વીને ડાઢના અગ્રભાગ ઉપર તોળી હતી. ૧૬

**नारसिंहं वपुः कृत्वा प्रह्लादवरदः पुरा ।**
**त्रैलोक्यकण्टकं रक्षः पाटयामास तन्नखैः ॥१७॥**

પૂર્વે પ્રહ્લાદને વરદાન દેવા નૃસિંહનું રૂપ ધરી, ત્રૈલોકયના કંટકરૂપ હિરણ્યકશિપુને પોતાના નખો વડે ચીરી નાખ્યો હતો. ૧૭

**पुत्रराज्यं हृतं दृष्ट्वा ह्यदित्या याचितः पुरा ।**
**वामनत्वमुपागम्य याञ्चया चाहरत्पुनः ॥१८॥**

પુત્રનું રાજ્ય હરાયલું જોઈ પૂર્વે અદિતિએ પ્રાર્થના કરી; તેથી વામનરૂપ ધારણ કરીને (બળીરાજા પાસેથી) યાચના કરી તે પાછું મેળવી લીધું હતું. ૧૮

**दुष्टक्षत्रियभूभारनिवृत्त्यै भार्गवोऽभवत् ॥१९॥**

દુષ્ટ ક્ષત્રિયોના (ભારથી પીડાયલી) પૃથ્વીના ભારને નિવૃત્ત કરવા પરશુરામ રૂપે પોતે થયા. ૧૯

**स एव जगतां नाथ इदानीं रामतां गतः ।**
**रावणादीनि रक्षांसि कोटिशो निहनिष्यति ॥२०॥**

તેજ આ જગતના નાથ હમણાં રામના સ્વરૂપે અવતરેલા છે. તે રાવણ વગેરે કોટિ રાક્ષસોને હણશે. ૨૦

**मानुषेणैव मरणं तस्य दृष्टं दुरात्मनः ।**
**राज्ञा दशरथेनापि तपसाराधितो हरिः ॥**
**पुत्रत्वाकांक्षया विष्णोस्तदा पुत्रोऽभवद्धरिः ॥२१॥**

તે દુરાત્મા રાવણનું મરણ મનુષ્યથી જ થાય એમ નિર્માણ થએલું છે. તથા રાજા દશરથે પણ તપથી, વિષ્ણુ પુત્રરૂપે અવતરે એવી ઇચ્છાથી વિષ્ણુનું આરાધન કરેલું છે; તેથી વિષ્ણુ પોતે પુત્ર-રૂપે અવતર્યા છે. ૨૧

**स एव विष्णुः श्रीरामो रावणादिवधाय हि ।**
**गन्ताद्यैव वनं रामो लक्ष्मणेन सहायवान् ॥२२॥**

તેજ વિષ્ણુ એવા શ્રી રામ, રાવણ આદિના વધ માટે સહાયક લક્ષ્મણ સહિત આજે જ વનમાં જવાના છે. ૨૨

**एषा सीता हरेर्माया सृष्टिस्थित्यन्तकारिणी ।**
**राजा वा कैकेयी वापि नात्र कारणमण्वपि ॥२३॥**

આ સીતા જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશ કરનારા શ્રી હરિની માયા છે. રામના વનમાં જવાની બાબતમાં રાજા અથવા કૈકેયી લેશમાત્ર પણ કારણ નથી. ૨૩

पूर्वेद्युर्नारदः प्राह भूभारहरणाय च ।
रामोऽप्याह स्वयं साक्षाच्छ्वो गमिष्याम्यहं वनम् २४

આગલે દિવસે પૃથ્વીનો ભાર ઉતારવા સારુ નારદે કહ્યું હતું ત્યારે રામે પોતે જાતે કહ્યું હતું કે હું કાલે વનમાં જઈશ. ૨૪

अतो रामं समुद्दिश्य चिन्तां त्यजत बालिशाः ॥२५

માટે હે અજ્ઞ લોકો! તમે રામના સંબંધમાં ચિંતાનો ત્યાગ કરો. ૨૫

राम रामेति ये नित्यं जपन्ति मनुजा भुवि ।
तेषां मृत्युभयादीनि न भवन्ति कदाचन ॥२६॥

જે મનુષ્યો પૃથ્વીપર "રામ, રામ" એ રીતે નિરંતર જપે છે, તેમને કોઈ દિવસ મૃત્યુ, ભય વગેરે કાંઈ ઉપદ્રવો થતા નથી, ૨૬

का पुनस्तस्य रामस्य दुःखशंका महात्मनः ।
रामनाम्नैव मुक्तिः स्यात् कलौ नान्येन केनचित् ॥

તો પછી મહાત્મા રામને માટે દુઃખની શંકા જ કેમ કરવી? કળિયુગમાં તો એક માત્ર રામના નામથી જ મુક્તિ થાય છે; બીજા કોઈ ઉપાયથી નહી. ૨૭

मायामानुषरूपेण विडम्बयति लोककृत् ।
भक्तानां भजनार्थाय रावणस्य वधाय च ॥२८॥

(તો એવા રામને દેહ ધરવાનું કારણ શું ?)

જગત્કર્તા પ્રભુ, ભક્તોને ગુણ–કીર્તનનો સુયોગ કરી આપવા તથા રાવણનો વધ કરવા, માયાથી મનુષ્યનો દેહ ધરી, લીલા કરે છે. ૨૮

**राज्ञश्चाभीष्टसिद्ध्यर्थं मानुषं वपुराश्रितः ।**
**इत्युक्त्वा विररामाथ वामदेवो महामुनिः ॥२९॥**

(તદુપરાંત) રાજા દશરથની ઇચ્છાને સિદ્ધ કરવા માટે, મનુષ્ય દેહનો આશ્રય કરી રહ્યા છે. એ પ્રમાણે કહીને મહામુનિ વામદેવ વિરામ પામ્યા. ૨૯

---

### પ્રસંગ ૭ મો

અયોધ્યાકાંડ. સર્ગ ૬. શ્લો. ૪–૧૫

શ્રી રામ અને સીતાજીને ઘાસની પથારીમાં સુતેલાં જોઈ દુઃખી થએલા, ચોકિયાત ગુહરાજા લક્ષ્મણને કહે છેઃ–“ મન્થરાની બુદ્ધિ પ્રમાણે ચાલીને કૈકેયીએ કેવું ભયંકર પાપકર્મ કર્યું ! વિધિયે તેને રામના દુઃખનું કારણ બનાવી.” તે સાંભળીને

लक्ष्मण उवाच ।

**कः कस्य हेतुर्दुःखस्य कश्च हेतुः सुखस्य वा ॥४॥**

લક્ષ્મણ બોલ્યા–કોણ કોના દુઃખનું કારણ છે? અને કોણ કોના સુખનું કારણ છે? ૪

स्वपूर्वार्जितकर्मैव कारणं सुखदुःखयोः ॥५॥

(અર્થાત્) પૂર્વે પોતે કરેલાં કર્મ જ સુખ તથા દુઃખનું કારણ છે. ૫

[ પૂર્વ જન્મમાં કરેલાં ધર્મ અધર્મરૂપ કર્મ અને તેનાથી બંધાએલું અદૃષ્ટ તે સિવાય આ જન્મમાં સુખ તથા દુઃખનું બીજું કોઇ કારણ નથી. ]

सुखस्य दुःखस्य न कोऽपि दाता ।
परो ददातीति कुबुद्धिरेषा ॥
अहं करोमीति वृथाभिमानः ।
स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥६॥

સુખ અને દુઃખનો દેનાર કોઇ પણ નથી. બીજો કોઈ સુખ અથવા દુઃખ આપે છે એ (જે માનવું તે) કુબુદ્ધિ છે. હું કરું છું એ રીતે પુરુષનું અભિમાન વૃથા છે; કારણ કે સર્વ લોકો પોતાનાં કર્મરૂપ સૂત્રથી બંધાયલા છે. ૬

सुहृन्मित्रार्युदासीनद्वेष्यमध्यस्थबान्धवाः ।
स्वयमेवाचरन्कर्म तथा तत्र विभाव्यते ॥७॥

(મનુષ્ય) પોતે જેવાં કર્મો કરે છે તે પ્રમાણે તેને

સ્નેહી, મિત્ર, શત્રુ, ઉદાસી, દ્વેષ કરનારા, મધ્યસ્થ તથા બાંધવો તેવા ભાસે છે. ૭

**सुखं वा यदि वा दुःखं स्वकर्मवशगो नरः ।**
**यद्यद्यथागतं तत्तद् भुक्त्वा स्वस्थमना भवेत् ॥८॥**

માટે સુખ અથવા દુઃખ જે પ્રાપ્ત થયું હોય તેને પોતાના કર્મને વશ રહેનારા મનુષ્યે ભોગવીને સ્વસ્થ મનથી રહેવું જોઇએ. ૮

**न मे भोगागमे वाञ्छा न मे भोगविवर्जने ।**
**आगच्छत्वथ मागच्छत्वभोगवशगो भवेत् ॥९॥**

મને ભોગ પ્રાપ્તિની ઇચ્છા નથી; તેમ ભોગના પરિત્યાગની પણ ઇચ્છા નથી. ભોગો મળો કિંવા ન મળો, હું ભોગોને આધીન થનારો નથી. ૯

**यस्मिन्देशे च काले च यस्माद्वा येन केन वा ।**
**कृतं शुभाशुभं कर्म भोज्यं तत्तत्र नान्यथा ॥१०॥**

જે સ્થાનમાં તથા જે કાળમાં, જેના દ્વારા અથવા જે કોઇએ કરેલું શુભાશુભ કર્મ તે, તે સ્થળને વિષે તેને ભોગવવું પડે છે એમાં અન્યથા થતું નથી. ૧૦

**अलं हर्षविषादाभ्यां शुभाशुभफलोदये ।**
**विधात्रा विहितं यद्यत्तदलङ्घ्यं सुरासुरैः ॥११॥**

માટે શુભ અને અશુભ ફળના ઉદય વિષે હર્ષ અથવા શોક ન કરશો. (કેમકે) જે જે (સુખ અથવા દુઃખ) દૈવે નિર્માણ કરેલું છે તે, દેવ તથા દૈત્યોથી (પણ) ઉલ્લંઘન કરાતું નથી. ૧૧

सर्वदा सुखदुःखाभ्यां नरः प्रत्यवरुध्यते ।
शरीरं पुण्यपापाभ्यामुत्पन्नं सुखदुःखवत् ॥१२॥

મનુષ્ય હંમેશાં સુખ અને દુઃખથી જોડાય છે; (કારણ કે) પુણ્ય અને પાપવડે, સુખ દુઃખની પેઠે, શરીર ઉત્પન્ન થએલું છે. ૧૨

सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।
द्वयमेतद्धि जन्तूनामलङ्घ्यं दिनरात्रिवत् ॥१३॥

સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ, એ બન્ને દિવસ અને રાત્રિની પેઠે મનુષ્યથી ઉલ્લંઘન કરાય તેવાં નથી. ૧૩

सुखमध्ये स्थितं दुःखं दुःखमध्ये स्थितं सुखम् ।
द्वयमन्योन्यसंयुक्तं प्रोच्यते जलपंकवत् ॥१४॥

સુખમાં દુઃખ રહેલું છે અને દુઃખમાં સુખ રહેલું છે. એ બન્ને જળ અને કાદવની પેઠે પરસ્પર જોડાયલાં કહેવાય છે. ૧૪

तस्माद्धैर्येण विद्वांस इष्टानिष्टोपपत्तिषु ।
न हृष्यन्ति न मुह्यन्ति सर्वं मायेति भावनात् १५

માટે વિદ્વાન્ લોકો, સર્વ ઈશ્વરની માયા છે, એમ માની ધૈર્ય વડે ઈષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં હર્ષ તેમજ મોહને પામતા નથી. ૧૫

પ્રસંગ ૮ મો.

અયોધ્યાકાંડ સર્ગ ૬. શ્લો. ૫૨-૬૩

રામચન્દ્રે સીતા તથા લક્ષ્મણની સાથે ભરદ્વાજ મુનિના આશ્રમમાં રાત્રિ ગાળી પ્રભાતમાં મુનિ બાળકોની સહાયથી નાવમાં બેસી યમુનાપાર ગયા. ત્યાંથી આગળ ચાલતાં ચિત્રકૂટમાં વાલ્મીકિ ઋષિના આશ્રમમાં પહોંચ્યા. વિનય પૂર્વક બે હાથ જોડી વાલ્મીકિજીને કહ્યું "પ્રભો ! અહિં અમારે થોડો સમય રહેવું છે. અમારે લાયક રહેવાનું સ્થળ બતાવશો?" તે સાંભળી

वाल्मीकि उवाच ।

त्वमेव सर्वलोकानां निवासस्थानमुत्तमम् ।
तवापि सर्वभूतानि निवाससदनानि हि ।।५२।।

વાલ્મીકિ બોલ્યા:-હે રામ! તમે જ સર્વ લોકો માટે નિવાસના ઉત્તમ સ્થાનરૂપ છો, તથા સર્વ પ્રાણીઓ તમારા નિવાસના સ્થાનરૂપ છે. (તમારામાં સર્વ પ્રાણીઓ રહે છે અને તમે સર્વ પ્રાણીઓમાં રહો છો.) ૫૨

एवं साधारणं स्थानमुक्तं ते रघुनन्दन ।
सीतया सहितस्येति विशेषं पृच्छतस्तव ॥५३॥

હે રઘુનન્દન! એ રીતે તમારૂં સાધારણ (નિવાસ) સ્થાન મેં કહી બતાવ્યું; (પરન્તુ) સીતા સહિત તમારે (રહેવા માટે) વિશેષ સ્થાન તમે પૂછો છો, ૫૩

तद्वक्ष्यामि रघुश्रेष्ठ यत्ते नियतमंदिरम् ।
शान्तानां समदृष्टीनामद्वेष्टृणां च जन्तुषु ॥
त्वामेव भजतां नित्यं हृदयं तेऽधिमन्दिरम् ॥५४॥

(તો) તમારે માટે જે નિશ્ચિત સ્થાન છે તે હે રઘુશ્રેષ્ઠ! હું કહું છું; (સાંભળો): જે શાન્ત (છે) સમદર્શી (છે) તથા સમ્પૂર્ણ જીવોપ્રતિ દ્વેષરહિત (છે) અને અહર્નિશ તમારૂં જ ભજન કરે છે તેનું હૃદય તમારૂં સર્વોત્કૃષ્ટ નિવાસ–સ્થાન છે. ૫૪

धर्माधर्मान्परित्यज्य त्वामेव भजतोऽनिशम् ।
सीतया सह ते राम तस्य हृत्सुखमन्दिरम् ॥५५॥

ધર્માધર્મનો પરિત્યાગ કરીને જે નિરન્તર સીતા સહિત તમારૂં ભજન કરે છે તેનું હૃદય તમારે સુખપૂર્વક રહેવાનું સ્થાન છે. ૫૫

त्वन्मन्त्र जापको यस्तु त्वामेव शरणं गतः ।
निर्द्वन्द्वो निःस्पृहस्तस्य हृदयं ते सुमन्दिरम् ॥५६॥

જે તમારો "નામ" મંત્ર જપ્યા કરે છે; જે તમારે શરણે છે; જે સુખદુઃખ રહિત છે; જે નિઃસ્પૃહી છે તેનું હૃદય તમારૂં સુન્દર મન્દિર છે. ૫૬

**निरहंकारिणः शान्ता ये रागद्वेषवर्जिताः ।**
**समलोष्टाश्मकनकास्तेषां ते हृदयं गृहम् ॥५७॥**

જે લોકો નિરહંકારી, શાન્ત, રાગદ્વેષથી રહિત, માટી પત્થર તથા સોનાવિષે સમદૃષ્ટિવાળા હોય છે તેમનું હૃદય તમારે રહેવાનું ઘર છે. ૫૭

**त्वयि दत्तमनोबुद्धिर्यः सन्तुष्टः सदा भवेत् ।**
**त्वयि सन्त्यक्तकर्मा यस्तन्मनस्ते शुभं गृहम् ॥५८॥**

જેણે મન તથા બુદ્ધિ સદા તમારે વિષે અર્પણ કર્યાં છે, જે સદા સન્તોષી છે અને જે સર્વ કર્મો તમને અર્પણ કરે છે, તેનું મન તમારે રહેવાનું શુભ સ્થાન છે. ૫૮

**यो न द्वेष्ट्यप्रियं प्राप्य प्रियं प्राप्य न हृष्यति ।**
**सर्वं मायेति निश्चित्य त्वां भजेत्तन्मनो गृहम् ॥५९॥**

પ્રિય પદાર્થ પ્રાપ્ત થયા છતાં જે હર્ષ પામતો નથી, (અને) અપ્રિય પદાર્થને પામીને ખિન્ન થતો નથી અને જે સર્વ જગત્ માયામય છે એમ નિશ્ચય કરીને તમારૂં ભજન કરે છે તેનું મન (તમારે રહેવાનું) સ્થાન છે. ૫૯

षड्भावादिविकारान्यो देहे पश्यति नात्मनि ।
क्षुत्तृट् सुखं भयं दुःखं प्राणबुद्ध्योर्निरीक्षते ॥६०॥
संसारधर्मैर्निर्मुक्तास्तस्य ते मानसं गृहम् ॥६१॥

(જાયતે, અસ્તિ, વર્ધતે આદિ) છ વિકાર દેહને વિષે છે, (પણ) આત્માને વિષે નથી એમ જે જાણે છે, તથા ક્ષુધા, તૃષા, સુખ, ભય અને દુઃખ એ સર્વ (ધર્મો) પ્રાણ અને બુદ્ધિના છે એમ જે તત્ત્વદૃષ્ટિથી સમજે છે અને જે સંસારના ધર્મોથી મુક્ત છે એવા પુરુષનું મન તમારે રહેવાનું સ્થાન છે. ૬૦-૬૧

पश्यन्ति ये सर्वगुहाशयस्थम्
त्वां चिद्घनं सत्यमनन्तमेकम् ।
अलेपकं सर्वगतं वरेण्यम्
तेषां हृदब्जे सह सीतया वस ॥६२॥

જેઓ ચિદ્દ્ઘન, સત્યસ્વરૂપ, અનન્ત, એક રૂપ, નિર્લેપ, સર્વગત, તથા શ્રેષ્ઠ એવા તમને સમસ્ત અન્તઃકરણમાં બિરાજેલા જુવે છે તેમના હૃદયકમળમાં તમે સીતા સહિત નિવાસ કરો. ૬૨

निरन्तराभ्यासदृढीकृतात्मनां
त्वत्पादसेवापरिनिष्ठितानाम् ।

त्वन्नामकीर्त्या हतकल्मषाणाम्
सीता समेतस्य गृहं हृदब्जे ॥६३॥

નિરન્તર અભ્યાસે કરી જેમણે (તમારે વિષે) અન્તઃકરણ દૃઢ કરેલાં છે, જેઓ સદા તમારા ચરણની સેવા કરવામાં નિષ્ઠાવાળા છે, અને તમારા નામના કીર્તનથી જેઓ નિષ્પાપ થયા છે તેમનાં હૃદયકમળમાં સીતા સહિત તમારો વાસ છે. ૬૩

પ્રસંગ ૯ મો.

અયોધ્યાકાંડ. સર્ગ ૭. શ્લો. ૯૫-૧૦૭.

ભરતજીને તેડવા મોકલતાં તે બન્ને ભાઈઓ મોસાળથી પાછા આવ્યા. અયોધ્યાની બધી હકીકત જાણી. માતા કૈકેયી ઉપરનો પૂજ્યભાવ ઓછો થયો. માતા કૌશલ્યા પાસે જઈને ભરતજી અત્યંત પશ્ચાત્તાપ કરે છે. પોતાની નિર્દોષતા સાબિત કરવા સોગંદ ખાય છે. એવામાં ભરતજીને આવ્યા જાણી, વસિષ્ઠ ગુરુજી ત્યાં આવી પહોંચે છે, અને શોક કરતા ભરતને શોક ન કરવા સમજાવે છે.

वसिष्ठ उवाच ॥

किं शोचसि वृथैव त्वमशोच्यं मोक्षभाजनम् ।
आत्मा नित्योऽव्ययः शुद्धो जन्मनाशादिवर्जितः ९५

વસિષ્ઠ કહે છે:—મોક્ષને પાત્ર તથા અશોચ્ય (દશરથ રાજા)નો તમે વૃથા શોક કરો છો: (જુઓ !) આત્મા તો નિત્ય, અવિનાશી, શુદ્ધ અને જન્મ મરણ વગેરેથી રહિત છે; ૯૫

**शरीरं जडमत्यर्थमपवित्रं विनश्वरम् ।**
**विचार्यमाणे शोकस्य नावकाशः कथञ्चन ॥९६॥**

(અને) શરીર જડ, અત્યંત અપવિત્ર, અને વિનાશી છે. (આ પ્રમાણે) વિચાર કરી જોતાં શોક માટે કોઈ સ્થાન જ નથી. ૯૬

**पिता वा तनयो वापि यदि मृत्युवशं गतः ।**
**मूढास्तमनुशोचन्ति स्वात्मताडनपूर्वकम् ॥९७॥**

પિતા અથવા પુત્ર જ્યારે મરણ પામે છે (ત્યારે) મૂઢ લોકો છાતી અને માથાં કૂટીને, તેનો શોક કરે છે.૯૭

**निःसारे खलु संसारे वियोगो ज्ञानिनां यदा।**
**भवेद्वैराग्यहेतुः सः शान्तिसौख्यं तनोति च ॥९८॥**

સાર રહિત આ સંસારમાં જ્ઞાની પુરુષોને જ્યારે (કોઈ સાથે) વિયોગ થાય છે ત્યારે તે વિયોગ (તેમને માટે) વૈરાગ્યનો હેતુ થાય છે; અને સુખ તથા શાન્તિ આપે છે. ૯૮

जन्मवान्यदि लोकेऽस्मिंस्तर्हि तं मृत्युरन्वगात् ।
तस्मादपरिहार्योऽयं मृत्युर्जन्मवतां सदा ॥९९॥

જો કોઈનો આ લોકમાં જન્મ થયો તો તેની પાછળ મૃત્યુ પણ ચાલ્યું આવે છે. માટે જન્મવાળાઓ માટે આ મૃત્યુ સદા અનિવાર્ય છે. ૯૯

स्वकर्मवशतः सर्वजन्तूनां प्रभवाप्ययौ ।
विजानन्नप्यविद्वान्यः कथं शोचति बान्धवान् ॥१००॥

સર્વ પ્રાણીઓને જન્મ અને મરણ પોતાનાં કર્મઅનુસાર થયા કરે છે. (એ વાતને નહિં જાણનારો) જે અજ્ઞાની (છે તે) એ વાત જાણે તો પછી પોતાના સંબંધિયોનો કેવી રીતે શોક કરે ? ૧૦૦

ब्रह्माण्डकोटयो नष्टाः सृष्टयो बहुशो गताः ।
शुष्यन्ति सागराः सर्वे कैवास्था क्षणजीविते ॥१०१॥

કરોડો બ્રહ્માંડો નાશ પામ્યાં; ઘણીએ સૃષ્ટિયો ચાલી ગઈ; સર્વે સાગરો સુકાઈ ગયા; (ત્યારે) ક્ષણભંગુર એવા જીવિતને માટે શો વિશ્વાસ (રાખી શકાય) ?૧૦૧

चलपत्रान्तलग्नाम्बुबिन्दुवत्क्षणभंगुरम् ।
आयुस्त्यजत्यवेलायां कस्तत्र प्रत्ययस्तव ॥१०२॥

હાલતાં પાંદડાંને છેડે લાગેલાં પાણીનાં ટીપાંની

પેઠે આયુષ્ય ક્ષણભંગુર છે; તે ( આયુષ્ય ) અકાળે છોડીને જતું રહે છે; તેમાં તને શો વિશ્વાસ છે ? ૧૦૨

**देही प्राक्तनदेहोत्थकर्मणा देहवान्पुनः ।**
**तद्देहोत्थेन च पुनरेवं देहः सदात्मनः ॥१०३॥**

પૂર્વ જન્મના દેહથી કરેલાં કર્મે કરીને જીવે આ દેહ ધારણ કર્યો છે; અને તે દેહવડે કરેલાં કર્મે કરીને જીવને પાછો બીજો દેહ પ્રાપ્ત થાય છે. એ રીતે ફરી ફરીને સદા દેહની પ્રાપ્તિ થયા કરે છે. ૧૦૩

**यथा त्यजति वै जीर्णं वासो गृह्णाति नूतनम् ।**
**तथा जीर्णं परित्यज्य देही देहं पुनर्नवम् ।**
**भजत्येव सदा तत्र शोकस्यावसरः कुतः ॥१०४॥**

મનુષ્ય જેમ જુનાં વસ્ત્રનો ત્યાગ કરીને નવાં વસ્ત્રને ગ્રહણ કરે છે તેમ આત્મા સદા જીર્ણ દેહનો ત્યાગ કરીને ફરી નવા દેહને ધારણ કરે છે. તેમાં શોકનો અવસર ક્યાં રહ્યો ? ૧૦૪

**आत्मा न म्रियते जातु जायते न च वर्धते॥१०५॥**
**षड्भावरहितोऽनन्तः सत्यप्रज्ञानविग्रहः ।**
**आनन्दरूपो बुद्ध्यादिसाक्षी लयविवर्जितः ॥१०६॥**

આત્મા કોઇ દિવસ મરતો નથી, જન્મતો નથી

તેમ વધતો(પણ) નથી. તે છ ભાવ (વિકારો)થી રહિત, અનન્ત, સત્ ચિત્ સ્વરૂપ, આનન્દ રૂપ, બુદ્ધિ આદિનો સાક્ષી, તથા અવિનાશી છે. ૧૦૫–૧૦૬

**एक एव परो ह्यात्मा ह्यद्वितीयः समः स्थितः।**
**इत्यात्मानं दृढं ज्ञात्वा त्यक्त्वा शोकं कुरु क्रियाम् १०७**

તે આત્મા સર્વથી પર, એકજ, અદ્વિતીય અને (સર્વમાં) સમાનપણે રહેલો છે એ પ્રમાણે આત્માને દૃઢ પણે જાણી, શોકને ત્યજીને (સમસ્ત) કાર્ય કર.૧૦૭

---

### પ્રસંગ ૧૦ મો.

અયોધ્યાકાંડ. સર્ગ ૯. શ્લો. ૪૨–૪૮

**ભરતજી શ્રી રામને અયોધ્યામાં પાછા તેડી લાવવા જાય છે. રામજી તેમને સમજાવે છે પણ તે ન માનતાં લક્ષ્મણની પેઠે પોતાને સેવામાં રાખવા આગ્રહ કરે છે. રામજી તે વાત માન્ય રાખતા નથી તેથી ભરતજી અન્નજળનો ત્યાગ કરી, દેહ ત્યાગવાનો નિશ્ચય કરી પૂર્વાભિમુખે આસન નાખીને બેસે છે. શ્રી રામ વસિષ્ઠ ગુરુ સામું જોઈ, ભરતના મનનું સમાધાન કરવા સંજ્ઞા કરે છે. તેથી**

**एकान्ते भरतं प्राह वसिष्ठो ज्ञानिनां वरः।**
**वत्स गुह्यं शृणुष्वेदं मम वाक्यात्सुनिश्चितम् ॥४२॥**

જ્ઞાનીમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ મુનિ એકાંતમાં ભર-

તને કહેવા લાગ્યા કે હે પુત્ર! હું જે કહું છું એ સુનિશ્ચિત ગુહ્ય રહસ્યની વાત સાંભળ. ૪૨

रामो नारायणः साक्षाद् ब्रह्मणा याचितः पुरा ।
रावणस्य वधार्थाय जातो दशरथात्मजः ॥४३॥
योगमायापि सीतेति जाता जनकनन्दिनी ।
शेषोऽपि लक्ष्मणो जातो राममन्वेति सर्वदा ॥४४॥

રામ સાક્ષાત્ નારાયણ છે. પૂર્વે બ્રહ્માએ પ્રાર્થના કરી હતી, તે ઉપરથી રાવણનો વધ કરવા માટે તે દશરથના પુત્ર રૂપે જન્મ્યા છે. યોગમાયાએ પણ જનકપુત્રી સીતાના રૂપે અવતાર લીધો છે. શેષજી પણ લક્ષ્મણરૂપે ઉત્પન્ન થઈ સદા રામને અનુસરે છે. ૪૩-૪૪

रावणं हन्तुकामास्ते गमिष्यन्ति न संशयः ।
कैकेय्या वरदानादि यद्यन्निष्ठुरभाषणम् ॥४५॥

રાવણનો વધ કરવાની ઇચ્છાવાળા તેઓ વનમાં જશે એમાં સંશય નથી. કૈકેયીને વરદાન વગેરે તથા તેમાં જે કંઈ કઠોર ભાષણ છે, ૪૫

सर्वं देवकृतं नोचेदेवं सा भाषयेत्कथम् ।
तस्मात्त्यजाग्रहं तात रामस्य विनिवर्तने ॥४६॥

તે સર્વે જો દેવનાં કરેલાં ન હોય તો તે તેવું ભાષણ કેમ કરી શકે? માટે હે તાત! તું રામને પાછા વાળવાનો આગ્રહ છોડી દે. ૪૬

**निवर्तस्व महासैन्यैर्मातृभिः सहितः पुरम्।**
**रावणं सकुलं हत्वा शीघ्रमेवागमिष्यति ॥४७॥**

મોટાં સૈન્યો સાથે માતાઓને લઇને તું અયોધ્યા નગર તરફ પાછો વળ. શ્રીરામ રાક્ષસના કુળ સહિત રાવણને હણીને તુરત જ પાછા આવશે. ૪૭

**इति श्रुत्वा गुरोर्वाक्यं भरतो विस्मयान्वितः ।**
**गत्वा समीपं रामस्य विस्मयोत्फुल्ललोचनः ॥४८॥**
**पादुके देहि राजेन्द्र राज्याय तव पूजिते ।**

એ પ્રમાણે ગુરુનાં વચન સાંભળીને વિસ્મય પામી, રામની પાસે જઈ વિસ્મયથી પ્રફુલ્લિત નેત્ર-વાળા ભરતે, ૪૮

હે રાજેન્દ્ર! રાજ્યપાલન માટે તમારી બે પૂજ્ય પાદુકાઓ મને આપો, (એમ કહ્યું.)



## પ્રસંગ ૧૧ મો

### અયોધ્યાકાંડ. સર્ગ ૯. શ્લોક ૫૫-૬૧

વસિષ્ઠ ગુરુએ સમજાવવાથી, ભરતજી દુરાગ્રહ છોડી, પાદુકા લઇ, પાછા ફરે છે. તે સમયે

**कैकेयी राममेकान्ते स्रवन्नेत्रजलाकुला ।**
**प्राञ्जलिः प्राह हे राम तव राज्यविघातनम् ॥५५॥**
**कृतं मया दुष्टधिया मायामोहितचेतसा ।**
**क्षमस्व मम दौरात्म्यं क्षमासारा हि साधवः ॥५६॥**

જેની આંખમાંથી આંસુ પડે છે તેવાં કૈકેયી એકાન્તમાં બે હાથ જોડીને રામને કહેવા લાગ્યાં:-

હે રામ ! માયાથી જેનું ચિત્ત મોહ પામેલું છે એવી, દુષ્ટ બુદ્ધિવાળી જે હું, તેણે તમારા રાજ્યમાં વિઘ્ન કર્યું છે, માટે મારા તે દુરાત્માપણાને તમે ક્ષમા કરો; કારણકે સાધુ પુરુષો સદા ક્ષમાશીલ હોય છે. ૫૫-૫૬.

**त्वं साक्षाद्विष्णुरव्यक्तः परमात्मा सनातनः ।**
**मायामानुषरूपेण मोहयस्यखिलं जगत् ।**
**त्वयैव प्रेरितो लोकः कुरुते साध्वसाधु वा ॥५७॥**

તમે સાક્ષાત્ વિષ્ણુ, નિરાકાર, પરમાત્મા, સનાતન સ્વરૂપ છો. માયામય મનુષ્ય રૂપે સર્વ

જગતને મોહ પમાડો છો (અને) તમારી પ્રેરણાથી જ લોક સારૂં અથવા નરતું કર્મ કરે છે. ૫૭

**त्वदधीनमिदं विश्वमस्वतन्त्रं करोति किम् ।**
**यथा कृत्रिमनर्तक्यो नृत्यन्ति कुहकेच्छया ॥५८॥**

આ જગત્ તમારે આધીન છે. પરતન્ત્ર હોવાથી તે શું કરી શકે? (કાંઈ પણ કરી શકતું નથી.) જેમ બનાવટી પુતળિયો નચાવનાર (બાજીગર) ની ઇચ્છા પ્રમાણે નાચે છે. ૫૮

**त्वदधीना तथा माया नर्तकी बहुरूपिणी ।**
**त्वयैव प्रेरिताहं च देवकार्यं करिष्यता ॥५९॥**
**पापिष्ठं पापमनसा कर्माचरमरिन्दम ।**
**अद्य प्रतीतोऽसि मम देवानामप्यगोचर ॥६०॥**

તે પ્રમાણે બહુરૂપ ધરનારી અને નાચનારી માયા તમારે આધીન છે. હે શત્રુદમન! દેવોનું કાર્ય સિદ્ધ કરવાની ઇચ્છાવાળા તમારાથી જ પ્રેરાએલી, દુષ્ટ-બુદ્ધિવાળી મેં અતિ પાપી કર્મ કર્યું છે. દેવોને પણ અગોચર (પ્રત્યક્ષ ન થાઓ તેવા) તમે આજે મને પ્રત્યક્ષ થયા છો (દર્શન દીધાં છે.) ૫૯—૬૦

**पाहि विश्वेश्वरानन्त जगन्नाथ नमोऽस्तुते ।**

छिन्धि स्नेहमयं पाशं पुत्रवित्तादि गोचरम् ।
त्वज्ज्ञानामलखड्गेन त्वामहं शरणं गता ॥६१॥

હે વિશ્વેશ્વર! હે અનન્ત! આપ મારી રક્ષા કરો. હે જગન્નાથ! તમને નમસ્કાર. હે પ્રભો! હું તમારે શરણે આવી છું. તમે તમારા જ્ઞાનાગ્નિરૂપ ખડ્ગથી, પુત્ર ધન વગેરેમાં મારાં સ્નેહમય બન્ધન (બેડી)ને કાપી નાખો. ૬૧

## પ્રસંગ ૧૨ મો.

અયોધ્યાકાંડ. સર્ગ ૯. શ્લોક ૯૨.

અત્રિઋષિ શ્રી રામને બે હાથ જોડી કહે છેઃ—

राम त्वमेव भुवनानि विधाय तेषां
संरक्षणाय सुरमानुषतिर्यगादीन् ।
देहान् बिभर्षि न च देहगुणैर्विलिप्त-
स्त्वत्तो बिभेत्यखिलमोहकरी च माया ॥९२॥

હે રામ! તમે સર્વ ભુવનોને રચી, તેના સંરક્ષણ માટે દેવ, મનુષ્ય અને પશુ પક્ષીનાં શરીરને ધારણ કરો છો; પરન્તુ તે દેહના ગુણથી લેપાતા નથી. (કેમકે) અખિલ બ્રહ્માંડને મોહ કરનારી માયા તમારાથી ડરે છે. ૯૨

ૐ ૐ

# અરણ્યકાંડ.

## પ્રસંગ ૧ લો.

અરણ્યકાંડ. સર્ગ ૧. શ્લો. ૩-૫; ૧૩

**અત્રિઋષિના આશ્રમમાં એક દિવસ રહી બીજે દિવસે સવારે આગળ જવાની ઇચ્છાવાળા શ્રી રામ, અત્રિઋષિને કહે છે, " ભગવન્ ! આપના કોઈ શિષ્યને માર્ગ બતાવવા મોકલશો ?**

**श्रुत्वा रामस्य वचनं प्रहस्यात्रिर्महायशाः ।**
**प्राह तत्र रघुश्रेष्ठ राम राम सुराश्रय ॥३॥**

રામનાં (તે)વચન સાંભળીને મહા યશવાળા અત્રિ મુનિ હસીને રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામને કહેવા લાગ્યા, " હે રામ ! હે રામ ! હે સર્વ દેવતાઓના આશ્રય રૂપ ! ૩

**सर्वस्य मार्गद्रष्टा त्वं तव को मार्गदर्शकः ।**
**तथापि दर्शयिष्यन्ति तव लोकानुसारिणः ॥४॥**

તમે સર્વને માર્ગ દર્શાવનારા છો; તમારો માર્ગ-દર્શક કોણ ( થઈ શકે ) ? તોપણ મનુષ્યલોકને અનુ-સરતા એવા તમને ( મારા શિષ્યો ) માર્ગ દેખાડશે." ૪

**इति शिष्यान्समादिश्य स्वयं किंचित्तमन्वगात् ।**
**रामेण वारितः प्रीत्या अत्रिः स्वभवनं ययौ ॥५॥**

એ રીતે કહી પોતાના શિષ્યોને આજ્ઞા કરીને પોતે થોડેક સુધી રામની પાછળ પાછળ ચાલ્યા; (પરંતુ) રામે પ્રીતિથી અત્રિ મુનિને પાછા વાળ્યા, ત્યારે તે પોતાના આશ્રમે ગયા. ૫

× × ×

**શિષ્યોની સહાયથી નદી ઓળંગી આગળ જતાં ઘોર વનમાં પ્રવેશ કર્યો, પછી શ્રી રામ, લક્ષ્મણને કહે છે કે હવે ધનુષ્બાણ તૈયાર રાખી બહુ સાવધાનીથી ચાલવાનું છે. માટે**

**अग्रे यास्याम्यहं पश्चात्त्वमन्वेहि धनुर्धरः ।**
**आवयोर्मध्यगा सीता मायेवात्मपरात्मनोः ॥१३॥**

"હું આગળ ચાલું છું અને પાછળ ધનુષ્‌ને ધારણ કરનારા તમે ચાલ્યા આવો. આપણા બન્નેની વચમાં, જેમ જીવાત્મા અને પરમાત્માની વચમાં માયા રહે છે તેમ સીતા ચાલે. ૧૩

---

## પ્રસંગ ૨ જો.

અરણ્યકાંડ. સર્ગ ૨. શ્લો. ૨૭-૩૦

અગસ્ત્ય મુનિના શિષ્ય, રામ-મન્ત્રના ઉપાસક **સુતીક્ષ્ણએ જ્યારે સાંભળ્યું કે શ્રી રામ મારા આશ્રમ આગળ આવ્યા છે ત્યારે તે એકદમ તેમના તરફ ગયા. ભક્તિ અને શ્રદ્ધા સહિત, વિધિ પ્રમાણે તેમની પૂજા કરી પછી**

सुतीक्ष्ण उवाच ।

त्वन्मन्त्रजाप्यहमनन्तगुणाप्रमेय
सीतापते शिवविरिञ्चिसमाश्रिताङ्घ्रे ।
संसारसिन्धुतरणामलपोतपाद
रामाभिराम सततं तव दासदासः ॥२७॥

સુતીક્ષ્ણ કહે છે "હે અનંત ગુણવાળા! હે અપ્રમેય સ્વરૂપ! હે સીતાપતે! હે શિવ અને બ્રહ્માએ જેના ચરણનો આશ્રય કર્યો છે એવા! હે સંસાર સમુદ્રને તરવાને નિર્મળ ચરણકમળરૂપ વહાણ! હે રામ! હે આનંદ સ્વરૂપ! હું સદા તમારો દાસાનુદાસ છું. ૨૭

मामद्य सर्वजगतामविगोचरस्त्वं
त्वन्मायया सुतकलत्रगृहान्धकूपे ।
मग्नं निरीक्ष्य मलपुद्गलपिण्डमोह-
पाशानुबद्धहृदयं स्वयमागतोऽसि ॥२८॥

સર્વ જગતથી અપ્રત્યક્ષ સ્વરૂપવાળા છો (છતાં) મળમૂત્રના પિંડરૂપી શરીરના મોહપાશમાં જેનું હૃદય બંધાઇ ગયું છે એવા મને, તમારી માયાથી મોહિત થઇને પુત્ર સ્ત્રી અને ઘર આદિરૂપ અંધારા

કુવામાં પડેલો દેખીને, તમે પોતે જ (તમારાં દર્શન દેવા) પધાર્યા છો. ૨૮

त्वं सर्वभूतहृदयेषु कृतालयोऽपि
त्वन्मन्त्रजाप्यविमुखेषु तनोषि मायाम्।
त्वन्मन्त्रसाधनपरेष्वपयाति माया
सेवानुरूपफलदोऽसि यथा महीपः ॥२९॥

સર્વ પ્રાણીના હૃદયને વિષે રહેલા છતાં પણ તમે તમારા મંત્રજપથી વિમુખ પુરુષોને વિષે માયાનો વિસ્તાર કરો છો; (અને) તમારા મંત્ર-સાધનને વિષે તત્પર એવા પુરુષોથી માયા દૂર નાસે છે. તમે રાજાની પેઠે, સેવા કરનારાને સેવાના અનુ-સાર ફળ દેવાવાળા છો. ૨૯

विश्वस्य सृष्टिलयसंस्थितिहेतुरेक-
स्त्वं मायया त्रिगुणया विधिरीशविष्णू।
भासीश मोहितधियां विविधाकृतिस्त्वं
यद्वद्रविः सलिलपात्रगतो ह्यनेकः ॥३०॥

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કાર-ણરૂપ તમે એક છો, (છતાં) ત્રણ ગુણવાળી માયાથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ સ્વરૂપે ભાસો છો; જેમ

જળથી ભરેલા પાત્રોમાં પ્રતિબિંબ રૂપે દેખાતો સૂર્ય એક હોવા છતાં અનેકરૂપે ભાસે છે તેમ તમેજ મૂઢ બુદ્ધિવાળા પુરુષોને (મનુષ્ય, પશુ, પક્ષી આદિ) વિધવિધ પ્રકારની આકૃતિયોથી પ્રતીત થાઓ છો. ૩૦

### પ્રસંગ ૩ જો.

અરણ્યકાંડ. સર્ગ ૩. શ્લોક ૨૦-૪૦

**अगस्त्य ऋषि પોતાના શિષ્યોને રામની સમક્ષ, राम મનુષ્ય નથી પણ પરબ્રહ્મ છે તે, તથા સૃષ્ટિની ઉત્પત્તિ સમજાવે છેઃ-**

**सृष्टेः प्रागेक एवासीर्निर्विकल्पोऽनुपाधिकः ।**
**त्वदाश्रया त्वद्विषया माया ते शक्तिरुच्यते ॥२०॥**

સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે, નિર્વિકલ્પ (પ્રપંચરહિત) તથા ઉપાધિરહિત એક તમેજ હતા; (તે સમયે તમારા સિવાય બીજું કાંઇજ ન હતું;) તમારે આશ્રયે રહેલી તથા તમને વિષય કરનારી (ઢાંકનારી) તમારી તે માયા, શક્તિ કહેવાય છે. ૨૦

**त्वामेव निर्गुणं शक्तिरावृणोति यदा तदा ।**
**अव्याकृतमिति प्राहुर्वेदान्तपरिनिष्ठिताः ॥२१॥**

જ્યારે (આ માયા) શક્તિ તમે જે નિર્ગુણ છો તેને ઢાંકી દે છે ત્યારે વેદાંતનિષ્ઠ પુરુષો તેને અવ્યાકૃત કહે છે. ૨૧

**मूलप्रकृतिरित्येके प्राहुर्मायेति केचन ।**
**अविद्या संसृतिर्बन्ध इत्यादि बहुधोच्यते ॥२२॥**

સાંખ્ય મતવાળા એ શક્તિને મૂળપ્રકૃતિ કહે છે; કોઇ એનાં માયા, અવિદ્યા, સંસૃતિ તથા બંધન વગેરે બહુ નામો કહે છે. ૨૨

**त्वया संक्षोभ्यमाणा सा महत्तत्त्वं प्रसूयते ।**
**महत्तत्त्वादहंकारस्त्वया सञ्चोदितादभूत् ॥२३॥**

તે માયા તમારાથી ક્ષોભ પામે છે ત્યારે મહત્તત્ત્વને રચે છે. તમારી પ્રેરણાવડે મહત્તત્ત્વથી અહંકાર ઉત્પન્ન થાય છે. ૨૩

**अहंकारो महत्तत्त्वसंवृतस्त्रिविधोऽभवत् ।**
**सात्त्विको राजसश्चैव तामसश्चेति भण्यते ॥२४॥**

મહત્તત્ત્વ સંયુક્ત તે અહંકાર ત્રણ પ્રકારનો થયો અને તે સાત્વિક, રાજસ તથા તામસ કહેવાય છે. ૨૪

**तामसात्सूक्ष्मतन्मात्राण्यासन् भूतान्यतः परम् ।**
**स्थूलानि क्रमशो राम क्रमोत्तरगुणानि ह ॥२५॥**

તામસ અહંકારથી સૂક્ષ્મભૂત ઉત્પન્ન થયાં. તેમને પાંચ સૂક્ષ્મ તન્માત્રાઓ કહે છે. અને હે રામ ! એ સૂક્ષ્મભૂતો (તન્માત્રાઓ)થી અનુક્રમે સ્થૂળ પંચમહાભૂત ઉત્પન્ન થયાં અને તેમાં પછી ક્રમે ક્રમે એક એક ગુણ વધતો ગયો. ૨૫

ટીકાઃ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ તન્માત્રા (સૂક્ષ્મભૂતો) ઉત્પન્ન થયાં. તેમાં **શબ્દ** તન્માત્રાથી આકાશ ઉત્પન્ન થયું. શબ્દ સહિત **સ્પર્શ** તન્માત્રાથી વાયુ ઉત્પન્ન થયો. શબ્દ તથા સ્પર્શ સહિત **રૂપ** તન્માત્રાથી તેજ ઉત્પન્ન થયું. શબ્દ, સ્પર્શ તથા રૂપ સહિત **રસ** તન્માત્રાથી જળ ઉત્પન્ન થયું; અને શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ સહિત **ગંધ** તન્માત્રાથી પૃથ્વી ઉત્પન્ન થઈ.

આ પ્રમાણે **આકાશમાં** તો **એક** શબ્દ જ ગુણ થયો. **વાયુમાં** પોતાનો સ્પર્શગુણ અને બીજો આકાશનો શબ્દગુણ મળી શબ્દ તથા સ્પર્શ **બે** ગુણ થયા. **તેજ**માં પોતાનો રૂપ ગુણ તથા શબ્દ અને સ્પર્શ એ બે કારણના ગુણો મળી શબ્દ, સ્પર્શ અને રૂપ એ

ત્રણ ગુણ થયા. જળમાં પોતાનો રસગુણ તથા કારણના શબ્દ, સ્પર્શ અને રૂપ ત્રણ ગુણો મળી, શબ્દ સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણ થયા. તે પ્રમાણે પૃથ્વીમાં પોતાનો ગંધ ગુણ, અને કારણના શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ગુણ મળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણો થયા. (ઉત્તર ઉત્તર એક એક ગુણ વધ્યો.)

**राजसानीन्द्रियाण्येव सात्त्विका देवता मनः**
**तेभ्योऽभवत्सूत्ररूपं लिंगं सर्वगतं महत् ॥२६॥**

રાજસ અહંકારથી દશ ઈન્દ્રિયો અને સાત્વિક અહંકારથી ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા તથા મન ઉત્પન્ન થયાં; અને એ બધાં સૂક્ષ્મ તત્વો મળી સમષ્ટિ સૂક્ષ્મ શરીર રૂપ સર્વમાં વ્યાપક મહાન્ હિરણ્યગર્ભ થયા જેને સૂત્રાત્મા પણ કહે છે. ૨૬

**ततो विराट् समुत्पन्नः स्थूलाद् भूतकदम्बकात् ।**
**विराजः पुरुषात्सर्वं जगत्स्थावरजंगमम् ॥२७॥**

પછી તે સ્થૂળ મહાભૂતોના સમૂહથી વિરાટ્ ઉત્પન્ન થયા; અને વિરાટ્ પુરુષથી સર્વ સ્થાવર જંગમ જગત્ ઉત્પન્ન થયું. ૨૭

**देवतिर्यङ्मनुष्याश्च कालकर्मक्रमेण तु ।**
**त्वं रजोगुणतो ब्रह्मा जगतः सर्वकारणम् ॥२८॥**
**सत्त्वाद्विष्णुस्त्वमेवास्य पालकः सद्भिरुच्यते ।**
**लये रुद्रस्त्वमेवास्य त्वन्मायागुणभेदतः ॥२९॥**

કાળ તથા કર્મો અનુસાર તમે, દેવ તિર્યક્ અને મનુષ્ય આદિ યોનિયોમાં પ્રગટ થયા. તમેજ રજો-ગુણ દ્વારા જગતના કર્તા બ્રહ્માજી, સત્વગુણ દ્વારા જગતની રક્ષા કરનારા વિષ્ણુ અને તમોગુણ દ્વારા જગતનો લય કરનારા રુદ્ર થયા, એમ વિદ્વાન્ લોકો કહે છે. ૨૮–૨૯

**जाग्रत्स्वप्नसुषुप्त्याख्या वृत्तयो बुद्धिजैर्गुणैः ।**
**तासां विलक्षणो राम त्वं साक्षी चिन्मयोऽव्ययः ॥३०॥**

તમારી માયાના સત્વ, રજ, અને તમ એવા ત્રણ ગુણોના ભેદથી જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ બુદ્ધિની વૃત્તિયો છે. હે રામ! તમે એ ત્રણેથી વિલક્ષણ, અવિનાશી, ચિન્મય તથા સાક્ષીમાત્ર છો. ૩૦

[હે રામજી! તમે જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, સંહાર આદિ કરવાની ઇચ્છા કરો છો ત્યારે તમે માયાનો અંગીકાર કરીને નિર્ગુણ છતાં પણ ગુણવાન્ જેવા ભાસો છો. (૩૧) તમારી માયા વિદ્યા અને અવિદ્યા એવા બે પ્રકારની છે. જેઓ સદા

પ્રવૃત્તિમાર્ગમાં પ્રીતિવાળા છે, તેઓ અવિદ્યાને વશ થઈને રહેલા છે અને જેઓ નિવૃત્તિમાર્ગ ઉપર પ્રીતિવાળા છે, તેઓ સદા વેદાંતના અર્થનો વિચાર કરે છે. (૩૨) જેઓ તમારી ભક્તિવિષે પ્રીતિવાળા છે તેઓને વિદ્યામય કહેલા છે. અને જેઓ અવિદ્યાને વશ થએલા છે તેઓ નિરન્તર જન્મ-મરણ પામ્યા કરે છે. જેઓ માત્ર વિદ્યાના અભ્યાસમાં એટલે સ્વસ્વરૂપના નિદિધ્યાસનમાં તત્પર છે, તેઓ નિત્ય મુક્ત છે. (૩૩) હે રામ ! જેઓ આ લોકમાં તમારી ભકિતમાં પ્રીતિવાળા તથા તમારા મન્ત્રની ઉપાસના કરનારા છે, તેઓને વિદ્યા પ્રકટ થાય છે, બીજાને કોઈ દિવસ થતી નથી. (૩૪) માટે જેઓ તમારી ભકિતથી સંપન્ન છે તેઓ સદા મુકત છે એમાં સંશય નથી. (૩૫) ]

**किं राम बहुनोक्तेन सारं किञ्चिद्ब्रवीमि ते ।**
**साधुसङ्गतिरेवात्र मोक्षहेतुरुदाहृता ॥३६॥**

હે રામ ! વધારે કહેવાથી શું ? પરન્તુ એક સારરૂપ વાર્તા કહું તે સાંભળો. આ સંસારમાં સાધુસંગ જ મોક્ષનું કારણ કહેલું છે. ૩૬

( સાધુનાં લક્ષણ:- )

**साधवः समचित्ता ये निःस्पृहा विगतैषिणः ।**
**दान्ता प्रशान्तास्त्वद्भक्ता निवृत्ताखिलकामनाः ॥३७॥**

इष्टप्राप्तिविपत्त्योश्च समाः सङ्गविवर्जिताः ।
संन्यस्ताखिलकर्माणः सर्वदा ब्रह्मतत्पराः ॥३८॥
यमादि गुणसम्पन्नाः सन्तुष्टा येनकेनचित् ।
सत्सङ्गमो भवेद्यर्हि त्वत्कथा श्रवणे रतिः ॥३९॥

જેઓ સમચિત્તવાળા, નિઃસ્પૃહી, (સ્ત્રી, ધન, પુત્ર વગેરેની) ઇષણાથી રહિત, જિતેન્દ્રિય, શાન્ત ચિત્ત-વાળા, તમારી ભક્તિ કરનારા, જેમની તમામ કામના-ઓ નિવૃત્ત થઈ છે એવા, (૩૭) ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં સમાન રહેનારા, નિઃસંગ, સર્વ કર્મોનો ત્યાગ કરનારા અર્થાત્ સર્વ કર્મ ઇશ્વરને વિષે અર્પણ કરનારા, સર્વદા બ્રહ્મમાં તત્પર રહેનારા, (૩૮) યમ નિયમ આદિ ગુણોથી સંપન્ન અને જે કાંઈ પદાર્થ મળે તેનાથી સન્તુષ્ટ રહેનારા છે તેઓ સાધુ છે. તેવા સાધુઓનો જ્યારે સંગ થાય ત્યારે જ તમારી કથાનું શ્રવણ કરવામાં પ્રીતિ થાય છે. (૩૯)

समुदेति ततो भक्तिस्त्वयि राम सनातने ।
त्वद्भक्तावुपपन्नायां विज्ञानं विपुलं स्फुटम् ॥४०॥

તે પછી તમારા સનાતન સ્વરૂપને વિષે ભક્તિ ઉદય પામે છે અને તમારી ભક્તિ સારી રીતે થાય છે ત્યારે સ્વચ્છ અને વિશાળ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ૪૦

## પ્રસંગ ૪ થો.

### અરણ્યકાંડ. સર્ગ ૪. શ્લો. ૧૯-૫૧

સીતાજી તથા અનુજ લક્ષ્મણજી સાથે શ્રી રામચન્દ્ર પંચવટીમાં રહેતા હતા. એક દિવસે લક્ષ્મણજીએ એકાન્તમાં બેઠેલા પરમાત્મા શ્રી રામ પાસે જઈ, નમ્રતાથી કહ્યું, "ભગવન્! હું આપના મુખથી મોક્ષનું યથાર્થ સ્વરૂપ સાંભળવા ઇચ્છા રાખું છું. આપ કૃપા કરી સંક્ષેપમાં તેનું વર્ણન કરશો. (શ્લો. ૧૬-૧૭)

श्री राम उवाच ।

**शृणु वक्ष्यामि ते वत्स गुह्याद् गुह्यतरं परम् ।**
**यद्विज्ञाय नरो जह्यात्सद्यो वैकल्पिकं भ्रमम् ॥१९॥**

શ્રી રામ બોલ્યા-હે વત્સ લક્ષ્મણ, ગુપ્તમાં અતિગુપ્ત જે જ્ઞાન, તે હું તને કહું છું, તે સાંભળ; જે જ્ઞાન જાણવાથી મનુષ્ય વિકલ્પ જનિત ( સંસાર-રૂપ ) ભ્રાન્તિને તુરત જ ત્યજી દે છે. ૧૯

**आदौ मायास्वरूपं ते वक्ष्यामि तदनन्तरम् ।**
**ज्ञानस्य साधनं पश्चाज्ज्ञानं विज्ञानसंयुतम् ॥२०॥**

પ્રથમ હું માયાનું સ્વરૂપ વર્ણવું છું; પછી જ્ઞાનનાં સાધન અને ત્યારપછી વિજ્ઞાન સહિત જ્ઞાનનું વર્ણન કરીશ. ૨૦

ज्ञेयं च परमात्मानं यज्ज्ञात्वा मुच्यते भयात् ।
अनात्मनि शरीरादावात्मबुद्धिस्तु या भवेत् ॥२१॥

માયાનું સ્વરૂપઃ-

सैव माया तयैवासौ संसारः परिकल्प्यते ।
रूपे द्वे निश्चिते पूर्वं मायायाः कुलनन्दन ॥२२॥

ત્યારપછી જ્ઞેય પરમાત્માનું સ્વરૂપ કહીશ, જે જાણીને મનુષ્ય (સંસારના) ભયથી મુક્ત થાય છે. શરીરાદિ અનાત્મ પદાર્થોમાં જે આત્મબુદ્ધિ થાય છે તેજ માયા છે; તે માયાથી જ આ સંસારની કલ્પના બની છે. હે કુલનંદન, તે માયાનાં પહેલ વહેલાં બે રૂપ નિર્ણય કરાયાં છે. ૨૧–૨૨

विक्षेपावरणे तत्र प्रथमं कल्पयेज्जगत् ।
लिंगाद्यब्रह्मपर्यन्तं स्थूलसूक्ष्मविभेदतः ॥२३॥

એક વિક્ષેપ, બીજું આવરણ (એમ બે રૂપ કલ્પાયાં છે). તેમાંથી પહેલી વિક્ષેપ શક્તિ, સ્થૂળ તથા સૂક્ષ્મ એવા ભેદથી, મહત્તત્વથી આરંભી બ્રહ્માપર્યંત જગતની કલ્પના કરે છે (રચે છે.) ૨૩

अपरं त्वखिलं ज्ञानरूपमावृत्य तिष्ठति ।
मायया कल्पितं विश्वं परमात्मनि केवले ॥२४॥

रज्जौ भुजंगवद् भ्रान्त्या विचारे नास्ति किंचन ।
श्रूयते दृश्यते यद्यत्स्मर्यते वा नरैः सदा ॥२५॥
असदेव हि तत्सर्वं यथा स्वप्नमनोरथौ ।
देह एव हि संसारवृक्षमूलं दृढं स्मृतम् ॥२६॥

બીજી આવરણ શક્તિ; તે સંપૂર્ણ જ્ઞાનને આવૃત કરીને રહે છે. વળી માયા વડે શુદ્ધ પરમાત્મામાં રજ્જુમાં સર્પના ભ્રમની પેઠે જગત કલ્પાયેલું છે. પરંતુ વિચાર કરતાં એ કાંઈ ટકી રહેતું નથી. મનુષ્ય જે કાંઈ હંમેશ સાંભળે છે, દેખે છે, અથવા સ્મરણ કરે છે, તે બધું સ્વપ્ન તથા મનોરથના સમાન અસત્ય છે. આ સંસારરૂપી વૃક્ષનું દૃઢ મૂળ શરીર જ છે. ૨૪-૨૬

तन्मूलः पुत्रदारादिबन्धः किं तेऽन्यथात्मनः ॥२७॥

તે શરીરનું કારણ સ્ત્રી, પુત્ર આદિ રૂપ બન્ધન છે; શરીર ન હોય તો આત્માને સ્ત્રી, પુત્રાદિ સાથે શો સબંધ છે? ૨૭

સ્થૂળ દેહનું સ્વરૂપ:-

देहस्तु स्थूलभूतानां पंच तन्मात्रपंचकम् ।
अहंकारश्च बुद्धिश्च इन्द्रियाणि तथा दश ॥२८॥
चिदाभासो मनश्चैव मूलप्रकृतिरेव च ।
एतत्क्षेत्रमिति ज्ञेयं देह इत्यभिधीयते ॥२९॥

પાંચ સ્થૂલ ભૂત, પાંચ તન્માત્રાઓ, અહંકાર, બુદ્ધિ, દશ ઇન્દ્રિયો, ચિદાભાસ, મન અને મૂળ પ્રકૃતિ એ (બધાના સમૂહ) ને <u>ક્ષેત્ર</u> જાણવું. એને <u>શરીર</u> પણ કહે છે. ૨૮–૨૯ [સરખાવો, ભગ૦ ગીતા અ૦ ૧૩, શ્લો. ૫–૬]

જીવનું સ્વરૂપઃ–

**एतैर्विलक्षणो जीवः परमात्मा निरामयः ।**
**तस्य जीवस्य विज्ञाने साधनान्यपि मे शृणु ॥३०॥**

નિર્દોષ પરમાત્મારૂપ જીવ એ બધાથી વિલક્ષણ છે. હવે જીવનું સ્વરૂપ જાણવાનાં જે સાધનો છે તે પણ તું મારી પાસેથી શ્રવણ કર. ૩૦

**जीवश्च परमात्मा च पर्यायो नात्र भेदधीः ।**

જીવ અને પરમાત્મા એ પર્યાય શબ્દો છે. તેમાં ભેદભાવ નથી.

જ્ઞાનનાં સાધનઃ–[સરખાવો, ભ૦ ગીતા, અ૦ ૧૩ શ્લો. ૭–૧૧]

**मानाभावस्तथा दम्भहिंसादिपरिवर्जनम् ॥३१॥**

નિર્માનીપણું; દંભ, હિંસા આદિનો ત્યાગ કરવો; ૩૧

**पराक्षेपादिसहनं सर्वत्रावक्रता तथा ।**
**मनोवाक्कायसद्भक्त्या सद्गुरोः परिसेवनम् ॥३२॥**

બીજાનાં કહેલાં કઠોર વચનો સહન કરવાં; સર્વત્ર

સરળ સ્વભાવ રાખવો; મન વચન તથા શરીરવડે સંપૂર્ણ પ્રેમથી સદ્‌ગુરુની સેવા કરવી; ૩૨

**बाह्याभ्यन्तरसंशुद्धिः स्थिरता सत्क्रियादिषु ।**
**मनोवाक्कायदण्डश्च विषयेषु निरीहता ॥३३॥**

શરીરની બહાર તથા અંતરની શુદ્ધિ; સત્કર્મોમાં તત્પરતા; મન, વાણી અને શરીર ઉપર સંયમ (મન વડે કોઈનું બુરું ન ચિંતવવું, વાણી વડે કોઇને અપ્રિય વચન ન કહેવું અને હાથથી કોઈને તાડના ન કરવી); વિષયોમાં અનાસક્તિ; ૩૩

**निरहंकारता जन्मजराद्यालोचनं तथा ।**
**असक्तिः स्नेहशून्यत्वं पुत्रदारधनादिषु ॥३४॥**

અહંકાર રહિત થવું; જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ આદિ દુઃખોનો (વારંવાર) વિચાર કરવો; પુત્ર, સ્ત્રી, ધન આદિમાં આસક્તિ તથા સ્નેહ ન કરવાં; ૩૪

**इष्टानिष्टागमे नित्यं चित्तस्य समता तथा ।**
**मयि सर्वात्मके रामे ह्यनन्यविषयामतिः ॥३५॥**

ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તને સદા સમાન રાખવું; સર્વના આત્મારૂપ ‘હું’ રામમાં અનન્ય બુદ્ધિ રાખવી; ૩૫

जनसम्बाधरहितशुद्धदेशनिषेवणम् ।
प्राकृतैर्जनसंघैश्च ह्यरतिः सर्वदा भवेत् ॥३६॥

જ્યાં મનુષ્યોની ભીડભાડ ન હોય એવા પવિત્ર દેશમાં વાસ કરવો; સંસારી (વિષયાસક્ત) મનુષ્યોની સંગતિથી સદા બચવું; ૩૬

आत्मज्ञाने सदोद्योगो वेदान्तार्थावलोकनम् ।
उक्तैरेतैर्भवेज्ज्ञानं विपरीतैर्विपर्ययः ॥३७॥

આત્મજ્ઞાન માટે સદા ઉદ્યોગ કરવો; તથા વેદાન્તના અર્થનો વિચાર કરવો; આ ઉપર કહ્યાં તે (ઓગણીસ) સાધનોથી (પરમાત્મા રૂપ જીવનું) જ્ઞાન થાય છે. એનાથી વિપરીત આચરણ કરવાથી વિપરીત ફળ (અજ્ઞાન–સંસાર–જન્મમરણ) મળે છે. ૩૭

જ્ઞાન તથા વિજ્ઞાનનું સ્વરૂપ :-

बुद्धिप्राणमनोदेहाहंकृतिभ्यो विलक्षणः ।
चिदात्माहं नित्यशुद्धो बुद्ध एवेति निश्चयम् ॥३८॥
येन ज्ञानेन संवित्ते तज्ज्ञानं निश्चितं च मे ।
विज्ञानं च तदैवैतत्साक्षादनुभवेद्यदा ॥३९॥

બુદ્ધિ, પ્રાણ, મન, દેહ તથા અહંકારથી વિલક્ષણ, નિત્ય શુદ્ધ, બુદ્ધ, ચેતન, આત્મા "હું" છું એવો નિશ્ચય, ૩૮

જે જ્ઞાનથી પ્રાપ્ત થાય એ જ જ્ઞાન છે, એવો મારો નિશ્ચય છે; જ્યારે સાક્ષાત્ આત્મસ્વરૂપનો અનુભવ થાય ત્યારે તેને વિજ્ઞાન કહે છે. ૩૯

આત્માનું સ્વરૂપઃ–

**आत्मा सर्वत्र पूर्णः स्याच्चिदानन्दात्मकोऽव्ययः ।**
**बुद्ध्याद्युपाधिरहितः परिणामादिवर्जितः ॥४०॥**

આત્મા સર્વત્ર પૂર્ણ, ચિદાનંદ સ્વરૂપ, અવિનાશી, બુદ્ધિ આદિ ઉપાધિથી તથા પરિણામ (રૂપાન્તર) આદિ વિકારથી રહિત છે. ૪૦

**स्वप्रकाशेन देहादीन् भासयन्ननपावृतः ।**
**एक एवाद्वितीयश्च सत्यज्ञानादिलक्षणः ॥४१॥**

પોતાના પ્રકાશથી દેહ આદિને પ્રકાશ કરતો થકો પોતે આવરણરહિત, એક, અદ્વિતીય, તથા સત્ય, જ્ઞાન, આદિ સ્વરૂપ છે. ૪૧

**असंगः स्वप्रभो द्रष्टा विज्ञानेनावगम्यते ।**
**आचार्यशास्त्रोपदेशादैक्यज्ञानं यदा भवेत ॥४२॥**
**आत्मनोर्जीवपरयोर्मूलाविद्या तदैव हि ।**
**लीयते कार्यकरणैः सहैव परमात्मनि ॥४३॥**

(તે આત્મા) અસંગ, સ્વયંપ્રકાશ તથા સર્વનો સાક્ષી છે તથા વિજ્ઞાનથી જણાય છે;

આચાર્ય તથા શાસ્ત્રના ઉપદેશથી જ્યારે જીવાત્મા અને પરમાત્માની એકતાનું જ્ઞાન થાય છે ત્યારે મૂલાવિદ્યા, પોતાનું કાર્ય (શરીરાદિ) તથા કારણ (ઈન્દ્રિયો) સહિત (અર્થાત્ પોતાના સ્થૂળ તથા સૂક્ષ્મ કાર્ય સહિત), પરમાત્મામાં લય પામી જાય છે. ૪૨–૪૩

મોક્ષનું સ્વરૂપઃ-

सावस्था मुक्तिरित्युक्ता ह्युपचारोऽयमात्मनि ।
इदं मोक्षस्वरूपं ते कथितं रघुनन्दन ॥४४॥

અવિદ્યાની એ લય અવસ્થાને જ મોક્ષ કહે છે. આત્મામાં એ મોક્ષ કેવળ ઉપચાર માત્ર છે (વાસ્તવિક રીતે આત્માની મુક્તાવસ્થા આગન્તુક નથી; તે તો સદા મુક્ત જ છે). હે લક્ષ્મણ, જ્ઞાન, વિજ્ઞાન તથા વૈરાગ્યસહિત પરમાત્મા સંબંધી આ મોક્ષનું સ્વરૂપ મેં તને કહ્યું. ૪૪

ज्ञानविज्ञानवैराग्यसहितं मे परात्मनः ।
किन्त्वेतद् दुर्लभं मन्ये मद्भक्तिविमुखात्मनाम् ॥४५॥

પરંતુ તે મારું જ્ઞાન મારી ભક્તિથી વિમુખ અંતઃકરણવાળા પુરુષને દુર્લભ છે, એમ હું માનું છું. ૪૫

चक्षुष्मतामपि यथा रात्रौ सम्यङ् न दृश्यते ।
पदं दीपसमेतानां दृश्यते सम्यगेव हि ॥४६॥

જેમ રાત્રિમાં (ચોરનું) પગલું (નીરોગી) આંખવાળાને પણ સારી રીતે દેખાતું નથી, દીવાવાળા પુરુષને તે રૂડી પ્રકારે દેખાય છે, ૪૬

**एवं मद्भक्तियुक्तानामात्मा सम्यक् प्रकाशते ।**
**मद्भक्तेः कारणं किञ्चिद् वक्ष्यामि शृणु तत्त्वतः ॥४७॥**

એ પ્રમાણે મારી ભક્તિવાળા પુરુષોને આત્માનો રૂડી પ્રકારે સાક્ષાત્કાર થાય છે. તે મારી ભક્તિ (થવાનું) થોડુંક કારણ યથાર્થ તમને કહું તે સાંભળો. ૪૭

ભક્તિનાં સાધન:-

**मद्भक्तसङ्गो मत्सेवा मद्भक्तानां निरन्तरम् ।**
**एकादश्युपवासादि मम पर्वानुमोदनम् ॥४८॥**

મારા ભક્તનો સંગ, મારી અને મારા ભક્તોની નિરંતર સેવા, એકાદશીના ઉપવાસ, અને મારા પર્વ (ઉત્સવ)નું અનુમોદન, ૪૮

**मत्कथाश्रवणे पाठे व्याख्याने सर्वदा रतिः ।**
**मत्पूजा परिनिष्ठा च मम नामानुकीर्तनम् ॥४९॥**

મારી કથાના શ્રવણ, પઠન, અને વ્યાખ્યાન વિષે સદા પ્રીતિ, મારી પૂજા વિષે નિષ્ઠા, તથા મારા નામનું કીર્તન (કરવું), ૪૯

**एवं सततयुक्तानां भक्तिरव्यभिचारिणी ।**
**मयि सञ्जायते नित्यं ततः किमवशिष्यते ॥५०॥**

એ પ્રમાણે જેઓ મારું નિત્ય ધ્યાન કરનારા છે તેમને મારામાં અનન્ય (અખંડિત પ્રેમ-લક્ષણા) ભક્તિ થાય છે. ત્યાર પછી તેને શું બાકી રહે છે? ૫૦

**अतो मद्भक्तियुक्तस्य ज्ञानं विज्ञानमेव च ।**
**वैराग्यं च भवेच्छीघ्रं ततो मुक्तिमवाप्नुयात् ॥५१॥**

માટે (એ નક્કી વાત છે કે) મારી ભકિતવાળા પુરુષને જ્ઞાન, વિજ્ઞાન, અને વૈરાગ્ય તત્કાળ થાય છે, (અને) તેથી તે મુક્તિ પામે છે. ૫૧

### પ્રસંગ ૫ મો.

અરણ્યકાંડ. સર્ગ ૮. શ્લો. ૧૯-૨૧

**શ્રી રામ, વનમાં સીતાજીની શોધ કરે છે તે વખતે, અજ્ઞાનીની માફક આચરણ કરે છે, તેથી વ્યાસજી કટાક્ષમાં કહે છેઃ—**

**सर्वज्ञः सर्वथा क्वापि नापश्यद्रघुनन्दनः ।**
**आनन्दोऽप्यन्वशोचत्तामचलोऽप्यनुधावति ॥१९॥**

(અહો!) રામચન્દ્રજી સર્વજ્ઞ છે છતાં કોઈ સ્થળે સીતાને દેખતા નથી; આનન્દ સ્વરૂપ છે છતાં

સીતાજી માટે શોક કરે છે; નિશ્ચળ છે છતાં (સીતાને શોધવા માટે) દોડતા ફરે છે. ૧૯

**निर्ममो निरहङ्कारोऽप्यखण्डानन्दरूपवान् ।**
**मम जायेति सीतेति विललापातिदुःखितः ॥२०॥**

મમતા તથા અહંકાર રહિત અને અખંડ આનંદ સ્વરૂપ હોવા છતાં "મારી સ્ત્રી," તથા " હે સીતા " એવું બોલતા વિલાપ કરતા અતિ દુઃખી દેખાય છે. ૨૦

**एवं मायामनुचरन्नसक्तोऽपि रघूत्तमः ।**
**आसक्त इव मूढानां भाति तत्त्वविदां न हि ॥२१॥**

એ પ્રમાણે માયાને અનુસરનારા રામ, આસક્ત નહિં છતાં પણ મૂઢ લોકોને આસક્ત જેવા ભાસે છે; પરન્તુ તત્ત્વવેત્તાને તેવા જણાતા નથી. ૨૧

---

### પ્રસંગ ૬ ઠ્ઠો.

અરણ્યકાંડ. સર્ગ ૮. શ્લો. ૩૪-૩૫

**આગળ ચાલતાં ઘવાયલી સ્થિતિમાં જટાયુને જોઈ, તેના શરીરને હાથ ફેરવી, તેની આ સ્થિતિ શાથી થઇ તે પૂછે છે. જટાયુ કહે છે, " રાવણ સીતાને લઈ જતો હતો. તેનું રક્ષણ કરવા મેં રાવણ સાથે યુદ્ધ કર્યું તેથી આ સ્થિતિ થઈ. " વિશેષ બોલવાનું સામર્થ્ય નહોતું છતાં સીતાને કેવી રીતે પાછી લાવવી તે ઉપાય બતાવી, પછી કહે છેઃ—**

**दिष्ट्या दृष्टोऽसि राम त्वं म्रियमाणेन मेऽनघ ।**
**परमात्मासि विष्णुस्त्वं मायामनुजरूपधृक् ॥३४॥**

હે નિષ્પાપ રામ! મરતી વખતે મારાં મહાન્ પુણ્યથી મને આજ તમારાં દર્શન થયાં. તમે સાક્ષાત્ વિષ્ણુ પરમાત્મા છો; (પરન્તુ) માયાવડે મનુષ્યનું રૂપ ધારણ કર્યું છે. ૩૪

**अन्तकालेऽपि दृष्ट्वा त्वां मुक्तोऽहं रघुसत्तम ।**
**हस्ताभ्यां स्पृश मां राम पुनर्यास्यामि ते पदम् ॥३५॥**

હે રઘુકુળમાં શ્રેષ્ઠ! અન્તકાળને વિષે તમારાં દર્શન કરવાથી હું મુક્ત થયો છું. હે રામ! તમારા હસ્ત (કમળ)થી મને સ્પર્શ કરો, જેથી હું તમારા પરમપદને પામું. ૩૫

---

**પ્રસંગ ૭ મો**

અરણ્યકાંડ. સર્ગ ૮. શ્લો. ૪૪–૫૩

**રામના હાથનો સ્પર્શ થતાં જટાયુ દિવ્યસ્વરૂપ પામ્યો. વિમાનમાં બેસીને જતી વખતે શ્રી રામની સ્તુતિ કરે છેઃ—**

जटायुरुवाच ।

**अगणितगुणमप्रमेयमाद्यं**
**सकलजगत्स्थितिसंयमादिहेतुम् ।**

उपरमपरमं परात्मभूतं
सततमहं प्रणतोऽस्मि रामचन्द्रम् ॥४४॥

જટાયુ સ્તુતિ કરે છેઃ—અગણિત ગુણવાળા, અપ્રમેય, આદ્ય, સર્વ જગતના આદિ કારણ તથા તેની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કારણરૂપ, પરમ શાન્ત, પરમાત્મા સ્વરૂપ શ્રી રામચન્દ્રને હું નિરન્તર પ્રણામ કરૂં છું. ૪૪

निरवधिसुखमिन्दिराकटाक्षं
क्षपितसुरेन्द्रचतुर्मुखादिदुःखम् ।
नरवरमनिशं नतोऽस्मि रामं
वरदमहं वरचापबाणहस्तम् ॥४५॥

અપાર આનન્દરૂપ, શ્રી લક્ષ્મીજી જેના સામું મીટમાંડીને જોઈ રહ્યાં છે એવા, જેણે ઈન્દ્ર અને બ્રહ્મા આદિ દેવોનાં દુઃખ દૂર કરેલાં છે એવા, ઉત્તમ ધનુષ્ બાણને હાથ વિષે ધારણ કરનાર, વરદાયક તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા શ્રી રામચન્દ્રને હું અહર્નિશ પ્રણામ કરૂં છું. ૪૫

त्रिभुवनकमनीयरूपमीड्यं
रविशतभासुरमीहितप्रदानम् ।

शरणदमनिशं सुरागमूले
कृतनिलयं रघुनन्दनं प्रपद्ये ॥४६॥

ત્રિલોકીમાં સર્વથી અધિક રૂપવાળા, સ્તુતિ કરવા યોગ્ય, સેંકડો સૂર્ય સરખા પ્રકાશિત, ઇચ્છિતને આપવાવાળા, શરણાગતને શરણ દેનારા, પ્રેમી હૃદયમાં નિવાસ કરનારા એવા શ્રી રઘુનાથજીને અહર્નિશ હું શરણે જાઉં છું. ૪૬

भवविपिनदवाग्निनामधेयं
भवमुखदैवतदैवतं दयालुम् ।
दनुजपतिसहस्रकोटिनाशं
रवितनयासदृशं हरिं प्रपद्ये ॥४७॥

જેમનું નામ સંસારરૂપ વનને બાળવામાં દાવાનળરૂપ છે એવા, શિવાદિ મુખ્ય દેવોના પરમ દૈવતરૂપ, દયાળુ, કરોડો દાનવેન્દ્રોનો નાશ કર્તા, શ્રી યમુનાજી સરખા,[1] શ્રી રામચન્દ્રને હું શરણે જાઉં છું. ૪૭

अविरतभवभावनातिदूरं
भवविमुखैर्मुनिभिः सदैव दृश्यम् ।

---

[1] (શ્રી યમુના સરખા=યમુનાજી સરખા શ્યામ રંગના; (૨) યમુનાજીની પેઠે પાપીને પાવન કરનારા.

भवजलधि सुतारणाङ्घ्रिपोतं
शरणमहं रघुनन्दनं प्रपद्ये ॥४८॥

સંસારમાં નિરન્તર વાસનાવાળાઓથી જે અત્યન્ત દૂર છે, (પરન્તુ) સંસારથી વિમુખ મુનિયોને સદા દૃષ્ટિગોચર છે એવા, સંસારરૂપ સમુદ્ર તારવામાં જેમનું ચરણ વહાણરૂપ છે એવા, રઘુકુળને આનન્દ આપનાર શ્રી રામને હું શરણે જાઉં છું. ૪૮

गिरीशगिरिसुतामनो निवासं
गिरिवर धारिणमीहिताभिरामम् ।
सुरवरदनुजेन्द्रसेविताङ्घ्रिं
सुरवरदं रघुनायकं प्रपद्ये ॥४९॥

શંકર તથા પાર્વતીના મનમાં નિવાસ કરનારા, ગિરિવરને ધારણ કરનાર શ્રી કૃષ્ણસ્વરૂપ, અતિમનોહર ચરિત્રોવાળા, દેવ દાનવો વગેરે જેમના ચરણકમળની સેવા કરે છે એવા તથા દેવતાઓને વરદાન દેનારા એવા, શ્રી રામચન્દ્રને હું શરણે જાઉં છું. ૪૯

परधनपरदारवर्जितानां
परगुणभूतिषु तुष्टमानसानाम् ।

परहितनिरतात्मनां सुसेव्यं
रघुवरमम्बुजलोचनं प्रपद्ये ॥५०॥

પારકું ધન તથા પારકી સ્ત્રીથી સદા દૂર રહેનારા અને પારકા ગુણ તથા પારકી વિભૂતિ (દેખીને) સંતોષી મનવાળા અને નિરન્તર પરોપકાર પારાયણ અન્તઃકરણવાળા પુરુષોથી જેમનું સદા સારી રીતે સેવન થાય છે એવા, રઘુકુળમાં શ્રેષ્ઠ, કમળનેત્ર શ્રી રામને હું શરણે જાઉં છું. ૫૦

स्मितरुचिरविकासिताननाब्ज-
मतिसुलभं सुरराजनीलनीलम् ।
सितजलरुहचारुनेत्रशोभं
रघुपतिमीशगुरोर्गुरुं प्रपद्ये ॥५१॥

જેમનું મુખકમલ મન્દહાસ્યથી શોભી રહ્યું છે એવા, (ભક્તોને) અતિસુલભ, ઇન્દ્ર નીલમણિ સરખા શ્યામ રંગના, જેનાં મનોહર નેત્ર શ્વેતકમળના જેવી શોભાવાળાં છે એવા, ગુરુના ગુરુ એવા શ્રી રઘુનાથજીને હું શરણે જાઉં છું. ૫૧

हरिकमलजशम्भुरूपभेदा-
त्त्वमिह विभासि गुणत्रयानुवृत्तः ।

रविरिव जलपूरितोदपात्रे-
ष्वमरपतिस्तुतिपात्रमीशमीडे ॥५२॥

સૂર્ય એક છે છતાં પાણીથી ભરેલા પાત્રોમાં જેમ અનેકરૂપે ભાસે છે તેમ સત્વ, રજ: અને તમ: એ ત્રણ ગુણોના સમ્બન્ધથી વિષ્ણુ, બ્રહ્મા, અને શંકર એવા ભેદથી ત્રણ રૂપવાળા ભાસો છો, એવા અને દેવરાજ ઇન્દ્રથી પણ સ્તુતિ કરવા યોગ્ય એવા, આપ ઇશ્વરની હું સ્તુતિ કરૂં છું. ૫૨

रतिपतिशतकोटिसुन्दराङ्गं
शतपथगोचरभावनाविदूरम् ।
यतिपतिहृदये सदा विभातं
रघुपतिमार्तिहरं प्रभुं प्रपद्ये ॥५३॥

કોટી કામદેવના સરખા સુંદર અંગવાળા, શતપથ આદિ (માધ્યંદિની બ્રાહ્મણ)ની પ્રત્યક્ષ ભાવનાએ કરી પ્રાપ્ત થાય એવા, પરમહંસોના હૃદયને વિષે સદા પ્રકાશતા, ભક્તોની પીડાને હરનાર, રઘુપતિ પ્રભુ શ્રી રામને શરણે હું પ્રાપ્ત થયો છું. ૫૩

  

પ્રસંગ ૮ મો

અરણ્યકાંડ. સર્ગ ૧૦. શ્લો. ૧૭-૩૧

**શવરીના આશ્રમમાં શ્રી રામ પધાર્યા છે. તે વખતે**

शबरी उवाच ।

**तव सन्दर्शनं राम गुरूणामपि मे नहि ।**
**योषिन्मूढाप्रमेयात्मन् हीनजातिसमुद्भवा ॥१७॥**

શવરી બોલી—હે રામ! તમારાં દર્શન મારા ગુરુજીને પણ થયાં નહોતાં. હે અપ્રમેય આત્મન્! હું હીનજાતિમાં ઉત્પન્ન થએલી મૂઢ સ્ત્રી છું, ૧૭

**तव दासस्य दासानां शतसंख्योत्तरस्य वा ।**
**दासीत्वे नाधिकारोऽस्ति कुतः साक्षात्तवैव हि ॥१८॥**

તમારા દાસના દાસ એમ ઉત્તરોત્તર સેંકડો (પેઢિયે) જેઓ તમારા દાસ છે તેમના દાસીપણાનો મને અધિકાર નથી ત્યારે આપના સાક્ષાત દાસીપણાનો અધિકાર તો ક્યાંથી જ હોય? ૧૮

**कथं रामाद्य मे दृष्टस्त्वं मनोवागगोचरः ।**
**स्तोतुं न जाने देवेश किं करोमि प्रसीद मे ॥१९॥**

હે રામ! તમે મન વાણીથી અગોચર છો. (સમજાતું નથી કે) તમારા સ્વરૂપનાં દર્શન, મને આજે

શાથી થયાં ? હે દેવેશ્વર ! તમારી સ્તુતિ કેવી રીતે કરવી તે હું જાણતી નથી. હું શું કરૂં ? (તમારા દયાળુપણાથી) તમેજ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૯

श्री राम उवाच ।

पुंस्त्वे स्त्रीत्वे विशेषो वा जातिनामाश्रमादयः ।
न कारणं मद्भजने भक्तिरेव हि कारणम् ॥२०॥

શ્રી રામ બોલ્યાઃ—મારા ભજનને વિષે પુરુષ કે સ્ત્રીનો, જાતિ કે આશ્રમ વગેરેનો ભેદ કારણરૂપ નથી. માત્ર મારી ભક્તિ જ કારણ છે. ૨૦

यज्ञदानतपोभिर्वा वेदाध्ययनकर्मभिः ।
नैव द्रष्टुमहं शक्यो मद्भक्तिविमुखैः सदा ॥२१॥

મારી ભક્તિથી વિમુખ પુરુષો, યજ્ઞ, દાન, તપ અથવા વેદનું અધ્યયન આદિ કોઈપણ કર્મથી મને કદિ પણ જોઈ શકતા નથી. ૨૧

तस्माद्भामिनि संक्षेपाद्वक्ष्येऽहं भक्तिसाधनम् ।

ભક્તિનાં નવ સાધનઃ-

सतां संगतिरेवात्र साधनं प्रथमं स्मृतम् ॥२२॥

માટે હે કલ્યાણિ ! તમને હું સંક્ષેપમાં ભક્તિનાં સાધન કહું છું. તેમાં પહેલું સાધન તો સત્સંગજ છે. ૨૨

द्वितीयं मत्कथालापस्तृतीयं मद्गुणेरणम् ।
व्याख्यातृत्वं मद्वचसां चतुर्थं साधनं भवेत् ॥२३॥

મારાં જન્મ તથા કર્મોની કથાઓનું કીર્તન કરવું એ બીજું સાધન છે. મારા ગુણોની ચર્ચા કરવી એ ત્રીજું સાધન છે. અને (ગીતા ઉપનિષદાદિ) મારાં વાકયો ઉપર વ્યાખ્યાન કરવાં તે ચોથું સાધન છે. ૨૩

आचार्योपासनं भद्रे मद्बुद्ध्याऽमायया सदा ।
पंचमं पुण्यशीलत्वं यमादि नियमादि च ॥२४॥
निष्ठा मत्पूजने नित्यं षष्ठं साधनमीरितम् ।
मम मन्त्रोपासकत्वं साङ्गं सप्तममुच्यते ॥२५॥

હે કલ્યાણિ ! પોતાના ગુરુદેવની, નિષ્કપટ ભાવથી, મારારૂપ ગણીને સેવા કરવી એ પાંચમું સાધન છે. નિરન્તર પુણ્યકર્મ વિષે પ્રેમસહિત પ્રવૃત્તિ રાખવી, તથા "યમ" તથા "નિયમ" આદિનું (પાલન) કરવું; તથા મારી પૂજામાં સદા પ્રેમ હોવો એ છઠ્ઠું સાધન છે. તથા મારા મન્ત્રોની સાંગોપાંગ ઉપાસના કરવી તે સાતમું સાધન છે. ૨૪–૨૫

[યમ: અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ.
નિયમ: શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન]

मद्भक्तेष्वधिका पूजा सर्वभूतेषु मन्मतिः ।
बाह्यार्थेषु विरागित्वं शमादिसहितं तथा ॥२६॥
अष्टमं, नवमं तत्त्वविचारो मम भामिनि ।
एवं नवविधा भक्तिः साधनं यस्य कस्य वा ॥२७॥
स्त्रियो वा पुरुषस्यापि तिर्यग्योनिगतस्य वा ।
भक्तिः संजायते प्रेमलक्षणा शुभलक्षणे ॥२८॥

હે કલ્યાણિ! મારા ભક્તોની ( મારા કરતાં ) અધિક પૂજા કરવી, સર્વભૂતોમાં મારી ભાવના કરવી, બાહ્ય પદાર્થો ઉપર વૈરાગ્ય રાખવો, તથા શમ દમ સમ્પન્ન થવું—એ આઠમું સાધન છે. મારા તત્ત્વનો વિચાર કરવો તે નવમું સાધન છે. આ પ્રમાણે નવ પ્રકારની ભક્તિ છે. હે શુભલક્ષણવાળી શવરી! સ્ત્રી હોય કે પુરુષ હોય, પશુ હોય કે પક્ષી હોય (ગમે તે હોય, પણ ) જેનામાં આ સાધન હોય તેનામાં પ્રેમલક્ષણા ભક્તિનો આવિર્ભાવ થાય છે. ૨૬—૨૮

भक्तौ सञ्जातमात्रायां मत्तत्त्वानुभवस्तदा ।
ममानुभवसिद्धस्य मुक्तिस्तत्रैव जन्मनि ॥२९॥

ભક્તિ થઈ કે તુરતજ મારા સ્વરૂપનો અનુ-

ભવ થાય છે અને જેને મારા સ્વરૂપનો અનુભવ સિદ્ધ થયો તેને તેજ જન્મમાં મુક્તિ મળે છે. ૨૯

**स्यात्तस्मात्कारणं भक्तिर्मोक्षस्येति सुनिश्चितम् ।**
**प्रथमं साधनं यस्य भवेत्तस्य क्रमेण तु ॥३०॥**
**भवेत्सर्वं ततो भक्तिर्मुक्तिरेव सुनिश्चितम् ।**
**यस्मान्मद्भक्तियुक्ता त्वं ततोऽहं त्वामुपस्थितः ॥३१॥**
**इतो मद्दर्शनाद्मुक्तिस्तव नास्त्यत्र संशयः ।**

માટે ભકિત એ જ મોક્ષનું કારણ છે એમ રૂડી પ્રકારે સિદ્ધ થયું. જેને ભકિતના પ્રથમ સાધનરૂપ સત્સંગ (પ્રાપ્ત) થાય છે, તેને ક્રમે કરી સર્વ સાધનોનો લાભ થાય છે. ભકિત થાય ત્યારપછી અવશ્ય મુકિત મળે છે. તું મારે વિષે ભકિતવાળી હતી તેથી જ હું તારી પાસે આવ્યો છું. હવે મારા દર્શનથી તને મુકિત મળશે એમાં સંશય નથી. ૩૦–૩૧. ॥



# કિષ્કિન્ધાકાંડ.

## પ્રસંગ ૧ લો.

કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૧. શ્લો. ૭૬-૯૩.

શ્રી રામ એક બાણથી સાત તાલવૃક્ષ વીંધી નાખે છે તે જોઈ

सुग्रीव उवाच ।

**देव त्वं जगतां नाथः परमात्मा न संशयः ।**
**मत्पूर्वकृतपुण्यौघैः सङ्गतोऽद्य मया सह ॥७६॥**

સુગ્રીવ કહે છેઃ–હે દેવ! તમે જગતના નાથ અને પરમાત્મા છો એમાં સંશય નથી. પૂર્વે જન્માન્તરમાં કરેલા પુણ્યકર્મના સમૂહથી આજે મારો તમારી સાથે મેળાપ થયો છે. ૭૬

× × × × ×

**दाराः पुत्रा धनं राज्यं सर्वं त्वन्मायया कृतम् ।**
**अतोऽहं देव देवेश नाकाङ्क्षेऽन्यत्प्रसीद मे ॥७८॥**

હે દેવ! હે દેવેશ્વર! સ્ત્રી, પુત્ર, ધન અને રાજ્ય વગેરે તમારી માયાનાં કાર્યો છે; માટે હું (તમારી પ્રાપ્તિ સિવાય) બીજા કોઈપણ સુખની ઇચ્છા કરતો નથી; મારા ઉપર કૃપા કરો. ૭૮

आनंदानुभवं त्वाद्य प्राप्तोऽहं भाग्यगौरवात् ।
मृदर्थं यतमानेन निधानमिव सत्पते ॥७९॥

હે સત્પુરુષોના પતિ! માટી (માટે પૃથ્વી) ખોદનારા પુરુષને જેમ અકસ્માત્ ધનનો ભંડાર મળી જાય તેમ મારા મોટા ભાગ્યથી આનંદસ્વરૂપ તથા અનુભવસ્વરૂપ એવા તમે મને આજ પ્રાપ્ત થયા છો. ૭૯

× × × × ×

न कांक्षे विजयं राम न च दारसुखादिकम् ।
भक्तिमेव सदा कांक्षे त्वयि बन्धविमोचनीम् ॥८५॥

હે રામ! સ્ત્રી પુત્ર વગેરેના સુખને તથા વિજયને હું ઈચ્છતો નથી; ભવબંધનમાંથી મુક્ત કરનારી કેવળ તમારી ભક્તિને હું ઈચ્છું છું. ૮૫

त्वन्मायाकृतसंसारस्त्वदंशोऽहं रघूत्तम ।
स्वपादभक्तिमादिश्य त्राहि मां भवसंकटात् ॥८६॥

હે રઘુવંશમાં ઉત્તમ! આ સંસાર તમારી માયાનો વિલાસ છે; અને હું તમારા અંશરૂપ છું. ( માટે ) તમારા ચરણની ભક્તિ આપીને મને આ સંસારના—જન્મમરણના—સંકટથી બચાવો. ૮૬

पूर्वं मित्रार्युदासीनास्त्वन्मायावृतचेतसः ।
आसन्मेऽद्य भवत्पाददर्शनादेव राघव ॥८७॥
सर्वं ब्रह्मैव मे भाति क्व मित्रं क्व च मे रिपुः ।
यावत्त्वन्मायया बद्धस्तावद्गुणविशेषता ॥८८॥

હે રાઘવ ! તમારી માયાથી જેનું ચિત્ત ઢંકાયલું છે એવો જે હું તેને પૂર્વે મિત્ર, શત્રુ અને ઉદાસી વગેરે હતાં; પરન્તુ આજે તમારા ચરણનાં દર્શનથી જ મને સર્વ કાંઈ બ્રહ્મરૂપ જ ભાસે છે, (તો હવે) મારે મિત્ર કયાં રહ્યો અને શત્રુ પણ કયાં રહ્યો? પુરુષ જ્યાં સુધી તમારી માયાથી બન્ધાયલો હોય છે ત્યાં સુધી સત્વાદિ ગુણોનો ભેદ હોય છે. ૮૭–૮૮

सा यावदस्ति नानात्वं तावद्भवति नान्यथा ।
यावन्नानात्वमज्ञानात्तावत्कालकृतं भयम् ॥८९॥

તે ભેદ જ્યાં સુધી હોય છે ત્યાં સુધી તેને શત્રુ, મિત્ર આદિ ભેદ રહે છે અને અજ્ઞાનને લીધે જ્યાં સુધી તે ભેદ રહે છે ત્યાં સુધી તેને મૃત્યુનો ભય રહે છે. ૮૯

अतोऽविद्यामुपास्ते यः सोऽन्धे तमसि मज्जति ।
मायामूलमिदं सर्वं पुत्रदारादिबन्धनम् ॥
तदुत्सारय मायां त्वं दासीं तव रघूत्तम ॥९०॥

માટે જે પુરુષ અવિદ્યાને સેવે છે (અવિદ્યાજન્ય પદાર્થોની કામના કરે છે) તે પુરુષ ઘોર નરક (અંધકાર)માં ડૂબે છે. પુત્ર, સ્ત્રી વગેરેનું મૂળ માયા છે. હે રઘુકુળમાં ઉત્તમ! તમારી દાસીરૂપ માયામાંથી મને બહાર કાઢો. (માયાને મારાથી દૂર કરો.) ૯૦

त्वत्पादपद्मार्पितचित्तवृत्ति-
स्त्वन्नामसंगीतकथासु वाणी ।
त्वद्भक्त सेवा निरतौ करौ मे
त्वदंगसंगं लभतां मदंगम् ॥९१॥

હે રામ! મારા ચિત્તની વૃત્તિ તમારાં ચરણ-કમળ વિષે રહો; મારી વાણી સદા તમારાં નામ સંકીર્તન તથા કથાવાર્તામાં લાગી રહો; મારા હાથ તમારા ભક્તોની સેવામાં પ્રીતિથી તત્પર રહો; મારું અંગ સદા તમારા અંગ સાથે સંગ પામો; ૯૧

त्वन्मूर्तिभक्तान् स्वगुरुं च चक्षुः
पश्यत्वजस्रं स शृणोतु कर्णः ।
त्वज्जन्म कर्माणि च पादयुग्मं
व्रजत्वजस्रं तव मान्दिराणि ॥९२॥

મારાં નેત્ર તમારી મૂર્તિનું, તમારા ભક્તોનું

તથા મારા ગુરુનું નિરન્તર દર્શન કરો; મારા કાન નિરન્તર તમારાં જન્મ-ચરિત્રોને સાંભળો; મારાં ચરણ તમારાં દર્શનાર્થે તમારાં મંદિર પ્રત્યે ગમન કરો; ૯૨

अङ्गानि ते पादरजो विमिश्र-
तीर्थानि बिभ्रत्वहिशत्रुकेतो ।
शिरस्त्वदीयं भवपद्मजाद्यै-
र्जुष्टं पदं राम नमत्वजस्त्रम् ॥९३॥

હે ગરુડધ્વજ! મારાં અંગો સદા તમારાં ચરણની રજથી મિશ્રિત એવાં તીર્થોને ધારણ કરો; હે રામ! શ્રી શંકર અને બ્રહ્માદિથી સેવાતાં તમારાં ચરણને મારૂં મસ્તક નિરન્તર નમો. ૯૩

---

### પ્રસંગ ૨ જો.

કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૨. શ્લોક ૫૯-૬૭.

**વાલીને શ્રી રામે જ્યારે એક બાણથી વીંધ્યો ત્યારે વાલી કહે છે, હે રામ! સંસારમાં તમે મહાન્ ધર્માત્મા કહેવાઓ છો. એક પારધિની માફક મને એક વાંદરાને મારવાથી તમને કયું ફળ, પુણ્ય મળવાનું છે? વળી વાંદરાનું માંસ પણ અભક્ષ્ય છે, તો આપ કહો કે મને મારીને તમે શું કરશો? આ પ્રમાણે વાલીએ રામને કહ્યું ત્યારે**

राम उवाच ।

**धर्मस्य गोप्ता लोकेऽस्मिंश्चरामि सशरासनः ।**
**अधर्मकारिणं हत्वा सद्धर्मं पालयाम्यहम् ॥५९॥**

શ્રી રામ બોલ્યા–(હે વાલિ!) આ લોકમાં હું ધર્મનો સંરક્ષક છું; ધર્મની રક્ષા કરવા હાથમાં ધનુષ્ ધારણ કરીને ફરૂં છું. અધર્મ કરનારાઓને હણીને ધર્મનું પાલન કરૂં છું. ૫૯

**दुहिता भगिनी भ्रातुर्भार्या चैव तथा स्नुषा ।**
**समा यो रमते तासामेकामपि विमूढधीः ॥६०॥**
**पातकी स तु विज्ञेयः स वध्यो राजभिः सदा ॥६१॥**

દીકરી, બહેન, ભાઈની સ્ત્રી અને પુત્રની વહુ તે ચારે સમાન છે. જે મૂઢ બુદ્ધિવાળો તે ચારમાંથી હરકોઈની સાથે ગમન કરે છે તેને પાપી જાણવો. સદા રાજાએ તેવાને મારી નાખવો જોઈએ. ૬૦–૬૧

**त्वं तु भ्रातुः कनिष्ठस्य भार्यायां रमसे बलात् ।**
**अतो मया धर्मविदा हतोऽसि वनगोचर ॥६२॥**

હે વનચર! તું તારા નાના ભાઈની સ્ત્રી (તારા) સાથે બળાત્કારથી રમણ કરે છે; માટે ધર્મને જાણનારા એવા મેં તને હણ્યો છે. ૬૨

त्वं कपित्वान्न जानीषे महान्तो विचरन्ति यत् ।
लोकं पुनानाः सञ्चारैस्तस्तान्नातिभाषयेत् ॥६३॥

તું તારા વાનરપણાથી જાણતો નથી કે મોટા પુરુષો પોતાના આચરણોથી લોકોને પવિત્ર કરતા ફરે છે. માટે એમની સાથે અતિભાષણ ન કરવું જોઈએ. ૬૩

तच्छ्रुत्वा भयसंत्रस्तो ज्ञात्वा रामं रमापतिम् ।
वाली प्रणम्य रभसाद्रामं वचनमब्रवीत् ॥६४॥

એ સાંભળી રામને લક્ષ્મીપતિ જાણીને ભયથી ત્રાસ પામેલો વાલી ઉતાવળે પ્રણામ કરીને નીચે પ્રમાણે બોલ્યો:-૬૪

राम राम महाभाग जाने त्वां परमेश्वरम् ।
अजानता मया किञ्चिदुक्तं तत्क्षन्तुमर्हसि ॥६५॥

હે રામ! હે રામ! હે મહાભાગ! તમે સાક્ષાત્ પરમેશ્વર છો એ હું જાણી ગયો. અજ્ઞાનને લીધે મેં જે કહ્યું હોય તેની તમે ક્ષમા કરવાને યોગ્ય છો.૬૫

साक्षात्त्वच्छरघातेन विशेषेण तवाग्रतः ।
त्यजाम्यसून्महायोगिदुर्लभं तव दर्शनम् ॥६६॥

સાક્ષાત્ તમારાં બાણથી (વીંધાઈને), તેમાં પણ વિશેષે કરીને તમારી આગળ, હું પ્રાણ ત્યાગ કરું છું; તમારાં દર્શન યોગિયોને પણ દુર્લભ છે; ૬૬

यन्नाम विवशो गृह्णन् म्रियमाणः परं पदम्
याति साक्षात्स एवाद्य मुमूर्षोर्मे पुरः स्थितः ॥६७॥
देव जानामि पुरुषं त्वां श्रियं जानकीं शुभाम् ।

મરતી વખતે મનુષ્ય પરવશ થતાં પણ જે તમારૂં નામ લે છે તો તે સાક્ષાત્ પરમ પદને પામે છે. તે જ તમે (શ્રી રામ) આજે મારી આ અન્તિમ પળે સાક્ષાત્ મારી સામે આવીને ઉભા છો. ૬૭

હે દેવ! તમને હું પરમ પુરુષરૂપ જાણું છું. અને કલ્યાણી જાનકીને સાક્ષાત્ શ્રી લક્ષ્મીરૂપ માનું છું.

---

પ્રસંગ ૩ જો.

કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૩. શ્લો. ૧૩-૩૫.

શ્રી રામે વાલીનો વધ કર્યો; તે સમાચાર વાલીની સ્ત્રી તારાને મળતાં જ તે રોતી કકળતી, જ્યાં વાલીનું શબ પડ્યું હતું ત્યાં આવી વિધવિધ પ્રકારે વિલાપ કરવા લાગી.

એ પ્રકારે વિલાપ કરતી "તારા"ને શ્રી રામચન્દ્રે દયાપૂર્વક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરી શાન્તિ આપી. (શ્લો. ૮-૧૨) પછી

श्रीराम उवाच ॥

किं भीरु शोचसि व्यर्थं शोकस्याविषयं पतिम् ।
पतिस्तवायं देहो वा जीवो वा वद तत्त्वतः ॥१३॥

શ્રી રામ બોલ્યાઃ–હે ડરપોક સ્ત્રી! તું તારા પતિનો શોક વ્યર્થ શા માટે કરે છે? તારો પતિ શોક કરવા યોગ્ય નથી. તું તત્ત્વથી વિચાર કરીને મને કહે કે તારો પતિ આ દેહ છે કે (તેમાં રહેવાવાળો) જીવ છે? ૧૩

**पंचात्मको जडो देहस्त्वङ्मांसरुधिरास्थिमान् ।**
**कालकर्मगुणोत्पन्नः सोऽप्यास्तेऽद्यापि ते पुरः ॥१४॥**

(જો આ દેહને તારો પતિ માનતી હોય તો તે) દેહ પાંચ ભૂતોથી બનેલો, ત્વચા, માંસ, રુધિર, તથા હાડકાંવાળો અને જડ છે; કાળ, કર્મ તથા ગુણોથી ઉત્પન્ન થએલો છે અને તે તો હજુ પણ તારી સામે પડયો છે. ૧૪

**मन्यसे जीवमात्मानं जीवस्तर्हि निरामयः ।**
**न जायते न म्रियते न तिष्ठति न गच्छति ॥१५॥**

જો જીવને તારો પતિ માનતી હોય તો એ જીવ વિકારરહિત છે; તે જન્મતો નથી, મરતો નથી, બેસતો નથી, ચાલતો નથી; ૧૫

**न स्त्री पुमान्वा षण्ढो वा जीवः सर्वगतोऽव्ययः ।**
**एक एवाद्वितीयोऽयमाकाशवदलेपकः ।**
**नित्यो ज्ञानमयः शुद्धः स कथं शोकमर्हति ॥१६॥**

તે જીવ, સ્ત્રી નથી, પુરુષ નથી તથા નપુંસક નથી; તે (તો) સર્વવ્યાપી તથા અવ્યય છે, એક છે, અદ્વિતીય છે, આકાશની પેઠે નિર્લેપ છે, નિત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે તથા શુદ્ધ છે. તે જીવ કેવી રીતે શોક કરવા યોગ્ય છે ? (અર્થાત્ શોક કરવા યોગ્ય નથી.) ૧૬

**देहोऽचित्काष्ठवद्राम जीवो नित्यश्चिदात्मकः ।**
**सुखदुःखादिसंबंधः कस्य स्याद्राम मे वद ॥१७॥**

તારા બોલી:—હે રામ, દેહ કાષ્ઠની પેઠે જડ છે અને જીવ નિત્ય તથા ચૈતન્યરૂપ છે, (તો પછી) સુખ દુઃખાદિ સંબંધ કોને થાય છે, તે મને કહો. ૧૭

**अहंकारादिसंबंधो यावद्देहेन्द्रियैः सह ।**
**संसारस्तावदेव स्यादात्मनस्त्वविवेकिनः ॥१८॥**

શ્રી રામ બોલ્યા:—જ્યાં સુધી દેહ અને ઇન્દ્રિયોમાં " હું અને મારાપણું " વગેરેનો સંબંધ છે ત્યાં સુધી ( આત્મા તથા અનાત્માના ) વિવેકથી રહિત જીવને (સુખ દુઃખાદિ રૂપ) સંસાર (સાથે સંબંધ) છે. ૧૮

**मिथ्यारोपितसंसारो न स्वयं विनिवर्तते ।**
**विषयान्ध्यायमानस्य स्वप्ने मिथ्यागमो यथा ॥१९॥**

જેમ વિષયોનું ધ્યાન કરતાં કરતાં સૂઈ જનાર

માણુસને સ્વપ્નમાં અનેક પદાર્થો દેખાય છે તે બધા મિથ્યા છે તેમ આ સંસાર (આત્મામાં અજ્ઞાન વડે) આરોપિત છે (અને તેથી) જૂઠો છે, પણ તે પોતાની મેળે નિવૃત્ત થતો નથી. ૧૯

**अनाद्यविद्या संबंधात्तत्कार्याहंकृतेस्तथा ।**
**संसारोऽपार्थकोऽपि स्याद्रागद्वेषादिसंकुलः ॥२०॥**

અનાદિ અવિદ્યાના સંબંધથી તથા તેના કાર્ય અહંકારથી આ અત્યંત મિથ્યા સંસાર પણ રાગ-દ્વેષાદિથી પૂર્ણ છે. ૨૦

**मन एव हि संसारो बन्धश्चैव मनः शुभे ।**
**आत्मा मनः समानत्वमेत्य तद्गतबन्धभाक् ॥२१॥**

હે કલ્યાણિ ! મન જ સંસાર (નું કારણ) છે, અને મન જ બંધન (કરવાવાળું) છે. આત્મા, મન સાથે એકરૂપ થવાથી તેમાં રહેલાં, સુખદુઃખાદિ બંધન ભોગવે છે. ૨૧

**यथा विशुद्धः स्फटिकोऽलक्तकादिसमीपगः ।**
**तत्तद्वर्णयुगाभाति वस्तुतो नास्ति रंजनम् ॥२२॥**

જેમ સ્ફટિકમણિ સ્વચ્છ છે, પણ લાખ આદિની પાસે રહેવાથી તે લાખના જેવા રંગનો દેખાય છે; વાસ્તવમાં તેમાં કાંઈ રંગ નથી, ૨૨

बुद्धीन्द्रियादिसामीप्यादात्मनः संसृतिर्बलात् ।
आत्मा स्वलिंगं तु मनः परिगृह्य तदुद्भवान् ॥२३॥
कामान् जुषन् गुणैर्बद्धः संसारे वर्ततेऽवशः ।
आदौ मनोगुणान् सृष्ट्वा ततः कर्माण्यनेकधा ॥२४॥

તેમ બુદ્ધિ તથા ઇન્દ્રિયાદિની સમીપતાથી આત્માને અવશપણે (સુખ દુઃખાદિરૂપ) સંસાર ભાસે છે. પોતાને ઓળખાવનાર સાધન મનને ગ્રહણ કરીને, તેનાથી પ્રાપ્ત થનારા વિષયોનું સેવન કરતો આત્મા તે મનના રાગદ્વેષાદિ ગુણોમાં બંધાય છે અને પરવશ બનેલો તે આત્મા સંસારમાં લિપ્ત થાય છે. પ્રથમ મનના (રાગ દ્વેષાદિ) ગુણોને ઉત્પન્ન કરીને અનેક પ્રકારનાં કર્મ કરે છે. ૨૩–૨૪

शुक्ललोहितकृष्णानि गतयस्तत्समानतः ।
एवं कर्मवशाज्जीवो भ्रमत्याभूतसंप्लवम् ॥२५॥

(તે કર્મો) શુક્લ (હિંસા રહિત એવાં જપ, ધ્યાનાદિ), લોહિત (હિંસા જેમાં થાય છે એવાં યજ્ઞ યાગાદિ), અને કૃષ્ણ (મદ્યપાનાદિ પાપ કર્મ) એમ ત્રણ પ્રકારનાં છે; અને તેમની ગતિ પણ તે કર્મોના જેવી છે (અર્થાત્ શુક્લ કર્મોની ગતિ બ્રહ્મલોક, રક્ત-

કર્મની ગતિ સ્વર્ગલોક અને કૃષ્ણ કર્મની ગતિ નરકલોક). આ પ્રમાણે આ જીવાત્મા કર્મોને વશ થવાથી પ્રલયકાળ સુધી આ ગતિયોમાં ભટકયા કરે છે. ૨૫

**सर्वोपसंहृतौ जीवो वासनाभिः स्वकर्मभिः ।**
**अनाद्यविद्यावशगस्तिष्ठत्यभिनिवेशतः ॥२६॥**

પ્રલયકાળમાં સર્વભૂતોનો લય થતાં આ જીવ કર્તાભોકતાપણાના અભિનિવેશથી પોતાની વાસના તથા કર્મો સહિત અનાદિ અવિદ્યામાં લીન થઈ જાય છે. ૨૬

**सृष्टिकाले पुनः पूर्ववासनामानसैः सह ।**
**जायते पुनरप्येवं घटीयन्त्रमिवावशः ॥२७॥**

જ્યારે સૃષ્ટિકાળ થાય છે ત્યારે પરવશ એવો આ જીવાત્મા પૂર્વકાળની વાસનાવાળા મનસહિત ફરી જન્મે છે અને ઘટીયંત્ર (રેંટ)ની પેઠે ઘૂમતો રહે છે. ૨૭

**यदा पुण्यविशेषेण लभते संगतिं सताम् ।**
**मद्भक्तानां सुशान्तानां तदा मद्विषया मतिः ॥२८॥**

જે સમયે. કોઈ પુણ્યકર્મના પ્રભાવથી અત્યંત શાંત સ્વભાવવાળા મારા ભકતોની, વા સંતોની સંગતિ થાય છે ત્યારે તે જીવાત્માનું ચિત્ત મારા તરફ વળે છે. ૨૮

**मत्कथाश्रवणे श्रद्धा दुर्लभा जायते ततः ।**
**ततः स्वरूपविज्ञानमनायासेन जायते ॥२९॥**

પછી તેને દુર્લભ એવી મારી કથા સાંભળવામાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અને શ્રદ્ધાપૂર્વક મારી કથા શ્રવણ કરવાથી અનાયાસે મારા સ્વરૂપનું જ્ઞાન થાય છે. ૨૯

**तदाचार्यप्रसादेन वाक्यार्थज्ञानतःक्षणात् ।**
**देहेन्द्रियमनः प्राणाहंकृतिभ्यः पृथक्स्थितम् ॥३०॥**
**स्वात्मानुभवतः सत्यमानंदात्मानमद्वयम् ।**
**ज्ञात्वा सद्यो भवेन्मुक्तः सत्यमेव मयोदितम् ॥३१॥**

ત્યાર પછી ગુરુકૃપાથી 'तत्त्वमसि' આદિ મહાવાકયના અર્થના જ્ઞાનથી તથા પોતાના અનુભવથી આ જીવાત્મા પોતાને દેહ, ઇન્દ્રિય, મન, પ્રાણ તથા અહંકારથી ભિન્ન, સત્ય, આનંદ, અદ્વૈત આત્મ-સ્વરૂપ જાણીને એક ક્ષણમાં મુકત થઈ જાય છે. (હે તારા) આ મેં તને સત્ય કહ્યું છે. ૩૦–૩૧

**एवं मयोदितं सम्यगालोचयति योऽनिशम् ।**
**तस्य संसारदुःखानि न स्पृशन्ति कदाचन ॥३२॥**

જે મનુષ્ય મેં કહેલું આ પરમાર્થ–જ્ઞાન અહર્નિશ મનન કરે છે તેને કદિપણ સંસાર (જન્મ મરણ)નાં દુ:ખો પ્રાપ્ત થતાં નથી. ૩૨

त्वमप्येतन्मया प्रोक्तमालोचय विशुद्धधीः ।
न स्पृश्यसे दुःखजालैः कर्म बन्धाद्विमोक्ष्यसे ॥३३॥

તું પણ શુદ્ધ ચિત્તવાળી બની, આ મેં કહેલા ઉપદેશનું મનન કર. એમ કરવાથી દુઃખોનો સમૂહ તને સ્પર્શ નહિ કરે અને કર્મબન્ધનથી તું મુક્ત થઈશ. ૩૩

पूर्वजन्मानि ते सुभ्रु कृता मद्भक्तिरुत्तमा ।
अतस्तव विमोक्षाय रूपं मे दर्शितं शुभे ॥३४॥

હે સુંદર ભ્રુકુટી વાળિ ! તારા પૂર્વ જન્મમાં તેં મારી ઉત્તમ ભક્તિ કરી હતી, તેથી હે સુન્દરિ ! તને મુક્ત કરવા માટે મારાં દર્શન તને કરાવ્યાં. ૩૪

ध्यात्वा मद्रूपमनिशमालोचय मयोदितम् ।
प्रवाहपतितं कार्यं कुर्वन्त्यापि न लिप्यसे ॥३५॥

મારા સ્વરૂપનું નિત્ય ધ્યાન ધરતી, તું મારા ઉપદેશનું રાતદિવસ મનન કર. એમ કરવાથી પ્રારબ્ધ અનુસાર પ્રાપ્ત થએલાં કર્મો કરવા છતાં પણ તું લેપાઇશ નહિં. ૩૫



પ્રસંગ ૪ થો.

કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૬. શ્લો. ૬૬–૭૪

દેવી સ્વયંપ્રભા શ્રી રામની સ્તુતિ કરે છેઃ—

**राम ते पादयुगलं दर्शितं मोक्षदर्शनम् ॥६६॥**

હે રામ! તમારાં તે મોક્ષદાયક, સંસારરૂપી સાગરથી પાર કરવાવાળાં, તથા સન્માર્ગનું જ્ઞાન કરાવવાવાળાં ચરણકમળનાં મને આજ દર્શન થયાં. ૬૬

**अदर्शनं भवार्णानां सन्मार्गपरिदर्शनम् ।**
**धनपुत्रकलत्रादि विभूतिपरिदर्पितः ।**
**अकिंचनधनं त्वाद्य नाभिधातुं जनोऽर्हति ॥६७॥**

જે મનુષ્ય ધન, પુત્ર, સ્ત્રી અને સમૃદ્ધિ (આદિના મદ)થી ગર્વ પામેલો છે તે, તમે કે જે નિષ્કિંચનને ધનરૂપ છો એવા તમારા, ગુણગાન કરવાને યોગ્ય નથી. ૬૭

**निवृत्तगुणमार्गाय निष्किंचनधनाय ते ।**
**नमः स्वात्माभिरामाय निर्गुणाय गुणात्मने ॥६८॥**

પ્રવૃત્તિના માર્ગરૂપ આ સંસાર જેમનાથી નિવૃત્ત થયો છે એવા, નિષ્કિંચનના ધનરૂપ, પોતાના સ્વરૂપને વિષે રમણ કરવાવાળા, (સ્વરૂપે) નિર્ગુણ તથા (આરોપથી) સગુણ એવા તમને નમસ્કાર. ૬૮

कालरूपिणमीशानमादिमध्यान्तवर्जितम् ।
समं चरन्तं सर्वत्र मन्ये त्वां पुरुषं परम् ॥६९॥

હે દેવ! કાળસ્વરૂપ, નિયન્તા, આદિ મધ્ય અને અન્ત રહિત, સર્વ પ્રાણીઓમાં અન્તર્યામી-પણાએ કરીને સમાનપણે વિચરતા એવા તમને હું પરમ પુરુષરૂપ માનું છું. ૬૯

देव ते चेष्टितं कश्चिन्न वेद नृविडम्बनम् ॥७०॥

હે દેવ! મનુષ્ય ચરિત્રોનું અનુકરણ કરતા તમે જે જે લીલાઓ કરી છે તે (નો મર્મ) કોઇપણ જાણતું નથી. ૭૦

न तेऽस्ति कश्चिद्दयितो द्वेष्यो वापर एव च ।
त्वन्मायापिहितात्मानस्त्वां पश्यन्ति तथाविधम् । ७१

હે પ્રભો! તમને કોઈ પ્રિય નથી; કોઈ અપ્રિય પણ નથી, તેમ કોઈ ઉદાસીન પણ નથી. તોપણ તમારી માયાથી જેમનાં અન્તઃકરણ ઢંકાએલાં છે તેઓ તમને મિત્ર, શત્રુ અને મધ્યસ્થરૂપે જુવે છે. ૭૧

अजस्याकर्तुरीशस्य देवतिर्यङ्नरादिषु ।
जन्मकर्मादिकं यद्यत्तदत्यन्तविडम्बनम् ॥७२॥

દેવ, પશુપક્ષી અને મનુષ્ય વગેરેમાં અજન્મા,

અકર્તા તથા ઈશ્વર એવા તમારાં જે જન્મ તથા કર્મ આદિ છે તે તમારી મહાન લીલા છે. ૭૨

**त्वामाहुरक्षरं जातं कथाश्रवणसिद्धये ।**
**केचित्कोसलराजस्य तपसः फलसिद्धये ॥७३॥**

અક્ષર એવા તમે, ભક્તોને કથા શ્રવણની સિદ્ધિ કરવાને માટે જન્મ્યા છો એમ કેટલાક કહે છે; બીજા કેટલાક કહે છે કે રાજા દશરથના તપનાં ફળને સિદ્ધ કરવા માટે તમે જન્મ લીધો છે; ૭૩

**कौसल्यया प्रार्थ्यमानं जातमाहुः परे जनाः ।**
**दुष्टराक्षसभूभारहरणायार्थितो विभुः ॥७४॥**
**ब्रह्मणा नररूपेण जातोऽयमिति केचन ।**

કોઈક લોકો કહે છે કે કૌશલ્યાની પ્રાર્થનાથી તમે જન્મ લીધો છે; જ્યારે બીજા કોઈ માને છે કે બ્રહ્માજીએ પ્રાર્થના કરવાથી ભૂમિ ઉપર ભારરૂપ રાક્ષસોનો નાશ કરવાને સર્વ વ્યાપક એવા તમે, મનુષ્યરૂપથી અવતાર ધારણ કર્યો છે. ૭૪॥



## પ્રસંગ ૫ મો.

### કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૭. શ્લો. ૧૪-૧૯.

વાલીપુત્ર અંગદ, એક માસની અવધિ પૂરી થયા છતાં સીતાજીનો પત્તો મેળવી શક્યો નહિ; તેથી સુગ્રીવ હવે મને મારી નાંખશે એવી બીકથી ચિંતાતુર થતાં, બીજા વાનરો તેને એક ગુફામાં રહેવાની સૂચના કરી રહ્યા છે. આ વાત શ્રી હનુમાનજીને કાને આવતાં તે અંગદને સમજાવે છે; તથા રામ, સીતા, અને લક્ષ્મણની ઓળખાણ કરાવે છેઃ—

**तदेतद्रामबाणानामभेद्यं किं जगत्त्रये ॥१४॥**

ત્રણ જગતમાં રામના બાણથી ભેદી ન શકાય એવું શું છે ? (કાંઈજ નથી.) ૧૪

**ये त्वां दुर्बोधयन्त्येते वानरा वानरर्षभ ।**
**पुत्रदारादिकं त्यक्त्वा कथं स्थास्यन्ति ते त्वया ।१५**

હે વાનરશ્રેષ્ઠ ! આ બીજા વાનરો ( આ ગુફામાં રહેવાથી આપણને કોઇનું બાણ ભેદી શકશે નહી એવી ) તને જે ખોટી સલાહ આપી રહ્યા છે તેઓ પણ તેમનાં સ્ત્રી, પુત્ર વગેરેને છોડીને તારી સાથે કેવી રીતે રહી શકશે ? ૧૫

**अन्यद् गुह्यतमं वक्ष्ये रहस्यं शृणु मे सुत ।**
**रामो न मानुषो देवः साक्षान्नारायणोऽव्ययः ॥१६॥**

सीता भगवती माया जनसम्मोहकारिणी ।
लक्ष्मणो भुवनाधारः साक्षाच्छेषः फणीश्वरः ॥१७॥

હે પુત્ર! બીજું એક અત્યન્ત ગુપ્ત રહસ્ય હું તને કહું છું તે તું સાંભળ.

રામ (કોઈ સાધારણ) મનુષ્ય નથી. તે અવિનાશી એવા સાક્ષાત્ નારાયણ દેવ છે. ભગવતી સીતાજી જગતને મોહ પમાડનારી માયા છે; અને લક્ષ્મણ નાગના ઈશ્વર, ત્રિભુવનાધાર સાક્ષાત્ શેષજી છે. ૧૬–૧૭

ब्रह्मणा प्रार्थिताः सर्वे रक्षोगणविनाशने ।
मायामानुषभावेन जाता लोकैकरक्षकाः ॥१८॥

તે સર્વે બ્રહ્માની પ્રાર્થનાથી સર્વ લોકોનું રક્ષણ કરવા માટે તથા (દુષ્ટ) રાક્ષસોના સમૂહનો નાશ કરવા માટે માયાથી મનુષ્ય રૂપે જન્મેલા છે. તેમાંથી એકેએક ત્રિલોકીનું રક્ષણ કરવામાં સમર્થ છે. ૧૮

वयं च पार्षदाः सर्वे विष्णोर्वैकुण्ठवासिनः ।
मनुष्यभावमापन्ने स्वेच्छया परमात्मनि ।
वयं वानररूपेण जातास्तस्यैव मायया ॥१९॥

આપણે બધા (પણ) ભગવાન વિષ્ણુના વૈકુંઠ લોકમાં રહેવાવાળા પાર્ષદ છીએ. પરમાત્માએ પોતાની ઇચ્છાથી મનુષ્યરૂપ ધારણ કર્યું એટલે આપણે પણ તેમની માયા–શક્તિથી વાનર રૂપથી ઉત્પન્ન થયા. ૧૯

## પ્રસંગ ૬ ઠ્ઠો.

### કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૮. શ્લો. ૧૨-૧૯.

**જટાયુનો ભાઇ સંપાતિ, પાંખો રહિત થવાથી "હું કેમ કરી જીવીશ?" એવા ભયથી દાવાગ્નિમાં બળી મરવાની પોતાની ઇચ્છા "ચંદ્રમા" નામના મુનીશ્વર આગળ કહી બતાવે છે. તેથી**

चन्द्रमामुनिरुवाच ॥

**शृणु वत्स वचो मेऽद्य श्रुत्वा कुरु यथेप्सितम् ।**
**देहमूलमिदं दुःखं देहः कर्मसमुद्भवः ॥१२॥**

ચન્દ્રમા મુનિ કહે છેઃ—હે વત્સ ! આજે મારૂં એક વચન તું સાંભળ અને પછી તારી ઇચ્છામાં આવે તેમ કર. આ દુઃખનું મૂળ દેહ છે અને દેહ કર્મથી ઉત્પન્ન થએલો છે. ૧૨

**कर्म प्रवर्तते देहेऽहंबुद्ध्या पुरुषस्य हि ।**
**अहंकारस्त्वनादिः स्यादविद्यासंभवो जडः ॥१३॥**

દેહમાં "અહં" બુદ્ધિવડે પુરુષ કર્મ કરે છે. અને અવિદ્યાથી ઉત્પન્ન થએલો જડ અહંકાર અનાદિ છે. ૧૩

**चिच्छायया सदा युक्तस्तप्तायःपिण्डवत्सदा ।**
**तेन देहस्य तादात्म्याद्देहश्चेतनवान्भवेत् ॥१४॥**

(અગ્નિવડે) તપાવેલા લોઢાના ગોળાની પેઠે આ અહંકાર સદા ચિદાભાસથી વ્યાપ્ત છે; એ ચિદાભાસ વિશિષ્ટ અહંકારનું દેહની સાથે તાદાત્મ્ય (એકપણું) હોવાથી દેહ ચેતનવાળો જણાય છે. ૧૪

(જેમ લોઢાના ગોળામાં વસ્તુતાએ અગ્નિ હોતો નથી પરન્તુ તે અગ્નિથી તપીને લાલ થઇ જાય છે તેથી તે અગ્નિના જેવો દેખાય છે અને અગ્નિના જેવું દાહક કર્મ પણ કરે છે; તેમજ અહંકાર પણ ચૈતન્યની સાથે એકરૂપ બની ગયો છે. તે ચૈતન્યના યોગથી ચૈતન્ય સરખો જણાય છે.)

**देहोऽहमिति बुद्धिः स्यादात्मनोऽहंकृतेर्बलात् ।**
**तन्मूल एष संसारः सुखदुःखादिसाधकः ॥१५॥**

અહંકારના બળથી જ આત્માને "હું દેહ છું" એવી બુદ્ધિ થાય છે; અને તેનાથી જ સુખદુઃખ વગેરે આપનારો સંસાર (જન્મ મરણ) પ્રાપ્ત થાય છે. ૧૫

**आत्मनो निर्विकारस्य मिथ्या तादात्म्यतः सदा ।**
**देहोऽहं कर्मकर्ताहमिति संकल्प्य सर्वदा ॥१६॥**

નિર્વિકાર આત્માની સાથે દેહના આ મિથ્યા તાદાત્મ્ય સંબંધથી જ જીવ સર્વદા "હું દેહ છું તથા હું કર્મોનો કર્તા છું" એવો સંકલ્પ કરીને, ૧૬

जीवः करोति कर्माणि तत्फलैर्बद्धयतेऽवशः ।
ऊर्ध्वाधो भ्रमते नित्यं पाप पुण्यात्मकः स्वयम् ॥१७॥

કર્મો કરે છે તથા પરવશપણે તેનાં (સુખદુઃખાદિ) ફળોમાં બંધાય છે અને એ પ્રમાણે પોતે પાપપુણ્યરૂપ બની સદા ઊંચી તથા નીચી યોનિયોમાં ભટકે છે. ૧૭

कृतं मयाधिकं पुण्यं यज्ञदानादि निश्चितम् ।
स्वर्गं गत्वा सुखं भोक्ष्य इति संकल्पवान्भवेत् ॥१८॥

મેં યજ્ઞ, દાન વગેરે ઘણાં પુણ્યકર્મ કર્યાં છે, માટે હું ખરેખર સ્વર્ગમાં જઈને સુખ ભોગવીશ એવા સંકલ્પો કર્યા કરે છે; ૧૮

तथैवाध्यासतस्तत्र चिरं भुक्त्वा सुखं महत् ।
क्षीणपुण्यः पतत्यर्वागनिच्छन्कर्मनोदितः ॥१९॥

તથા (હું બહુ પુણ્યવાન્ છું) એવા અધ્યાસથી તે સ્વર્ગમાં રહીને ઘણા કાળસુધી મોટાં સુખોને ભોગવીને, તે પુણ્યો ક્ષીણ થયા પછી કર્મની પ્રેરણાથી, પડવાની ઈચ્છા ન રાખતાં છતાં, નીચે પડે છે. ૧૯

ॐ 卐 ॐ

પ્રસંગ ૭ મો.

કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૮. શ્લો. ૪૨-૪૬.

શ્લો. ૨૦-૪૧ સુધી નીચે પડતા જીવની વિધવિધ ગતિયો તથા ગર્ભવાસનાં દુઃખ વર્ણવ્યા પછી ચન્દ્રમા મુનીશ્વર મુખ્ય કર્તવ્ય શું છે તે સંપાતિને કહે છેઃ—

**एवं देहोऽहमित्यस्मादभ्यासान्निरयादिकम् ।**
**गर्भवासादिदुःखानि भवन्त्यभिनिवेशतः ॥४२॥**

(શ્લો. ૨૦ થી ૪૧ સુધીમાં કહ્યું) એ પ્રમાણે "હું દેહ છું" એવી રીતના અધ્યાસથી એટલે હું કર્તા-ભોક્તા છું એવા અભિનિવેશથી જીવને નરક અને ગર્ભવાસ વગેરેનાં દુઃખો થાય છે. ૪૨

**तस्माद्देहद्वयादन्यमात्मानं प्रकृतेः परम् ।**
**ज्ञात्वा देहादिममतां त्यक्त्वात्मज्ञानवान् भवेत् ॥४३॥**

માટે સ્થૂળ અને સૂક્ષ્મ એ બન્ને દેહથી જુદા અને પ્રકૃતિથી પર એવા આત્માને જાણીને દેહ વગેરે-માંથી મમતા છોડી આત્મજ્ઞાનવાન્ થવું. ૪૩

**जाग्रदादिविनिर्मुक्तं सत्यज्ञानादिलक्षणम् ।**
**शुद्धं बुद्धं सदा शान्तमात्मानमवधारयेत् ॥४४॥**

જાગ્રદાદિ (ત્રણ અવસ્થાઓ)થી મુક્ત, સત્ય,

જ્ઞાન આદિ લક્ષણુવાળા તથા શુદ્ધ, બુદ્ધ અને શાન્ત-સ્વરૂપ એવા આત્માને સદા જાણુવો. ૪૪

**चिदात्मनि परिज्ञाते नष्टे मोहेऽज्ञसंभवे ।**
**देहः पततु वारब्धकर्मवेगेन तिष्ठतु ॥४५॥**

ચેતનસ્વરૂપ (પોતાના) આત્માનું જ્ઞાન થવાથી અજ્ઞાનથી ઉત્પન્ન થએલો મોહ નાશ પામે છે; (પછી આ) દેહ પ્રારબ્ધ કર્મના વેગથી રહે અથવા પડી જાય (તોપણ શું ?) ૪૫

**योगिनो न हि दुःखं वा सुखं वाऽज्ञानसंभवम् ।**
**तस्माद्देहेन सहितो यावत्प्रारब्धसंक्षयः ।**
**तावत्तिष्ठ सुखेन त्वं धृतकंचुकसर्पवत् ॥४६॥**

આત્મજ્ઞાનવાળા પુરુષને અજ્ઞાનથી ઉત્પન્ન થનારૂં કોઈ પ્રકારનું સુખ અથવા દુઃખ નથી; માટે જ્યાંસુધી તારા પ્રારબ્ધનો ક્ષય થાય ત્યાંસુધી કાંચળી ધારણુ કરી રહેલા સર્પની પેઠે આનન્દપૂર્વક દેહ ધારણુ કરીને રહે. ૪૬



# સુંદરકાંડ.

## પ્રસંગ ૧ લો.

સુંદરકાંડ. સર્ગ ૨. શ્લો. ૨૩-૨૮.

**રાવણ સીતાજી આગળ રામના સંબંધે દ્વિઅર્થી વાકયો કહે છે: આ શ્લોકોમાં રાવણ ગુપ્ત ભાવે નિન્દાના મિષથી રામની સ્તુતિ કરે છે.**

**रामो वनचराणां हि मध्ये तिष्ठति सानुजः ।**
**कदाचिद्दृश्यते कैश्चित् कदाचिन्नैव दृश्यते ॥२३॥**

લક્ષ્મણ સહિત રામ વનચરોની મધ્યે રહે છે. કોઈ દિવસ જોવામાં આવે છે, તો કોઈ દિવસ જોવામાં જ નથી આવતો. ૨૩

[ એમ કહેવાનો આશયઃ-લક્ષ્મણ સહિત રામજી તપસ્વિયો સાથે રહે છે. કોઇ કોઇવાર યોગિયોને સમાધિમાં પ્રતીત થાય છે; કોઇવાર પ્રતીત થતા નથી. ( દાસીપુત્ર નારદજીને એકવાર દર્શન દીધું. ફરી દર્શન ન દીધું (ભાગવત સ્કં. ૧ અ૦ ૬)

પરમાત્મા સર્વ પ્રાણિમાત્રના શરીરમાં રહેલા હોવાથી સર્વની સાથે છે. પણ જેમ કોઇ માણસ, તેના ઘરમાં દાટેલો ધનનો ખજાનો છે તે ન જાણવાથી, ભીખ માગતો ફરે છે તેમ અવિવેકીઓ તે પરમાત્મા પોતાની પાસે છે એવું અવિદ્યાને

લીધે જાણતા નથી; પરન્તુ વિવેકી પુરુષો રામ સિવાય બીજી કોઈ વસ્તુ સત્ય દેખતા જ નથી. સર્વત્ર રામ જ દેખે છે. ૨૩]

**मया तु बहुधा लोकाः प्रेषितास्तस्य दर्शने ।**
**न पश्यन्ति प्रयत्नेन वीक्षमाणाः समन्ततः ॥२४॥**

મેં બહુ લોક, રામને શોધવા મોકલ્યા. તેમણે ચારે બાજુ બહુ બહુ શોધ કરી પરન્તુ ક્યાંય રામને ન દીઠા. ૨૪

[ લોક=જેના દ્વારા દેખાય અથવા સમજાય તે=ઈન્દ્રિયો તથા તેના દેવતા.

મેં ઇન્દ્રિયોને તેમના દેવતા સહિત રામને શોધવા મોકલી; પણ બુદ્ધિ તથા ઇન્દ્રિયો આદિથી પર હોવાથી તેમને તે રામ ન જડ્યા. ૨૪]

**किं करिष्यसि रामेण निःस्पृहेण सदा त्वयि ।**
**त्वया सदालिंगितोऽपि समीपस्थोऽपि सर्वदा ।**
**हृदयेऽस्य न च स्नेहस्त्वयि रामस्य जायते ॥२५॥**

રામ સદા તારાથી આલિંગન કરાયલા છે અને તે સર્વદા તારી સમીપ રહે છે છતાંપણ જે તારા-વિષે સ્પૃહારહિત છે તે રામને તું શું કરીશ? આ રામના હૃદયમાં તારે માટે સ્નેહ નથી. ૨૫

[ નિઃસ્પૃહી રામને તું શું કરીશ? એનો ભાવઃ–

રામ તો આત્મારામ છે. તેથી પ્રકૃતિસ્વરૂપ તું સીતામાં તેમની રૂચિ કેવી રીતે બને ?

વળી કહ્યું કે, તેં રામને આલિંગન કર્યું છે અને તે રામ તારી પાસે જ હોવા છતાં હૃદયથી તારામાં સ્નેહ નથી. એનો ભાવઃ—

શક્તિ અને શક્તિમાનનો સદા અભેદ છે. પરમાત્મા શક્તિને ભેટીને તથા તેની સમીપ જ સદા રહે છે. છતાં આત્મારામ હોવાથી બાહ્ય પદાર્થોમાં એમનો પ્રેમ નથી. ઈશ્વરને જીવની માફક આસક્તિ હોતી નથી. ૨૫]

**त्वत्कृतान्सर्वभोगांश्च त्वद्गुणानपि राघवः ।**
**भुंजानोऽपि न जानाति कृतघ्नो निर्गुणोऽधमः २६**

તેં ઉત્પન્ન કરેલા સર્વ ભોગ તથા તારા ગુણોનો પણ ભોગ ભોગવતો છતાં રામ (તે) બધું ભૂલી ગયો છે. એવો તે કૃતઘ્ની, નિર્ગુણ તથા અધમ છે. ૨૬

[ સાંખ્યવાદીઓ રામને ભોક્તા કહે છે. તો પણ " હું ભોક્તા છું " એવું અભિમાન રામ નથી કરતા માટે તે કૃતઘ્ન છે. કરેલાં કામનો નાશ કરવાવાળા છે. અથવા

ભક્તોએ કરેલાં શુભાશુભકર્મોને જ્ઞાનાગ્નિવડે બાળીને ભસ્મ કરે છે માટે કૃતઘ્ન છે.

સચ્ચિદાનન્દ સ્વરૂપ હોવાથી માયાથી રહિત છે તેથી નિર્ગુણ છે. અને કોઇ શબ્દનો વિષય નથી તેથી અધમ-(અશબ્દ) છે. ૨૬ ]

त्वमानीता मया साध्वी दुःखशोकसमाकुला ।
इदानीमपि नायाति भक्तिहीनः कथं व्रजेत् ॥२७॥

તું પતિવ્રતાને હું અહિં ઉપાડી લાવ્યો. તું દુઃખ અને શોકથી વ્યાકુળ થઇ છે છતાં તે રામ અહિં નથી આવતો. ભકિત રહિત હોવાથી તે આવેજ કેમ? ૨૭

[ સીતાને રાવણે પતિવ્રતા કહી. સીતા એ પ્રકૃતિસ્વરૂપ છે. તે પરમાત્માની શક્તિ છે અને સદા પરમાત્મા રામને આધીન છે.

આખું જગત્ તે પ્રકૃતિનું સ્વરૂપ છે. બ્રહ્માના વરથી રાવણે આખું જગત્ વશ કર્યું એનું નામજ સીતાને લંકામાં લઇ જવી એ છે. તથા રાવણના અન્યાયથી સર્વ લોક દુઃખી થયા એ પ્રકૃતિ અર્થાત્ સીતા, દુઃખી થયાં કહેવાય.

પરમેશ્વર આપ્તકામ હોવાથી સંસારના કોઈ વિષયમાં પ્રીતિ નથી કરતા અર્થાત્ સીતામાં પ્રીતિ નથી કરતા.

પરમાત્મા વ્યાપક તથા અક્રિય હોવાથી એમનામાં આવવું જવું સંભવતું નથી. માટે રામ તમને દુઃખી થયાં જોઈને પણ આવ્યા નહિં એમ કહ્યું છે.

રાવણ પોતાને લક્ષ્ય બનાવી કહે છે કે મારા હૃદયમાં રામ આવતા નથી. કારણકે ભક્તિહીન હોવાથી મારૂં હૃદય તેમના સુધી પહોંચી શકતું નથી. ૨૭ ]

**निःसत्त्वो निर्ममो मानी मूढः पण्डितमानवान् ।**
**नराधमं त्वद्विमुखं किं करिष्यासि भामिनि ॥२८॥**

તે રામ સત્ત્વહીન, મમતા વિનાનો, અભિમાની અને મૂઢ હોવા છતાં પોતાને પંડિત માનવાવાળો છે. હે સુન્દરિ! પુરુષોમાં અધમ તથા તારાથી વિમુખ એવા રામને તું શું કરીશ? ૨૮

[ નિઃસત્ત્વ = બળહીન; ગુણરહિત; ગુણોથી પર.
નિર્મમ = મમતા રહિત (સર્વમાં સમદૃષ્ટિ હોવાથી).
માની = (૧) ઘમંડી. (૨) બીજાને માન આપવાવાળા.
મૂઢઃ = (૧) મૂર્ખ. (૨) બાળકના સમાન અભિમાન રહિત.
मूढः = म् ( शिवः ) + उः (=ब्रह्मा) ताभ्याम् ऊढः = मूढः
( ध्यानविषयत्नीतः ) = શિવ તથા બ્રહ્માનું ધ્યેય.

પંડિત માનવાન્ = (૧) પંડિત માનવાવાળો. (૨) પંડિત પુરુષોથી મનાએલો.

વળી રાવણે કહ્યું કે આવો નરાધમ અને તારાથી વિમુખ છે તેને તું શું કરીશ? અહિં

નરાધમ = (૧) મનુષ્યોમાં અધમ. (૨) મનુષ્ય અધમ છે જેનાથી = સર્વ મનુષ્યોથી જે ઉત્તમ છે.

વિમુખ એટલા માટે કહ્યું કે તું જે પ્રકૃતિસ્વરૂપ છે તેનાથી તે ભિન્ન છે; અલગ, પર છે. તેથી
તું તેને મોહ પમાડી શકીશ નહિં. ૨૮ ]

## પ્રસંગ ૨ જો.

### સુન્દરકાંડ. સર્ગ ૪. શ્લોક ૧૬-૨૫.

અશોકવાટિકા ઉજાડ્યા પછી હનુમાનનેરાવણનો પુત્ર મેઘનાદ બ્રહ્માસ્ત્રના પાશથી બાંધી, રાવણની સભામાં લાવે છે. તે હનુમાન રાવણના મન્ત્રી પ્રહસ્તના પૂછવાથી રાવણને, પોતે કોણ છે, ક્યાંથી અને શામાટે ત્યાં આવ્યા છે તે બધું કહી સંભળાવે છે તથા મને મારવા માટે સર્વે રાક્ષસો હાથમાં ધનુષ્ય બાણ આદિ શસ્ત્રો લઈ આવતા હતા તેમને મેં માર્યા; કારણકે સર્વને દેહ બહુ પ્રિય હોય છે. ત્યાર પછી આ મેઘનાદ મને અહિં બાંધી લાવ્યો છે. બ્રહ્માના વરદાનથી તેનું બ્રહ્માસ્ત્ર મને કાંઇ કરી શકયું નથી. અને હું છૂટો છતાં બંધાયલાની પેઠે તારા હિતનાં બે વચન કહેવાને તારી પાસે આવ્યો છું, માટે મારાં વચન ધ્યાન પૂર્વક સાંભળઃ-

त्वं ब्रह्मणो ह्युत्तमवंशसंभवः
पौलस्त्यपुत्रोऽसि कुबेरबान्धवः ।
देहात्मबुद्धयापि च पश्य राक्षसो
नास्यात्मबुद्धया किमु राक्षसो नहि ॥१६॥

( હનુમાન કહે છેઃ-હે દશાનન! ) તું બ્રહ્માજીના ઉત્તમ વંશમાં ઉત્પન્ન થએલો, પુલસ્ત્યના પુત્ર

વિશ્રવા (પૌલસ્ત્ય)નો પુત્ર અને કુબેરનો ભાઈ છો. (વિચાર કરીને) જો, દેહાત્મબુદ્ધિથી પણ તું રાક્ષસ નથી, તો પછી આત્મબુદ્ધિથી તું રાક્ષસ કેવી રીતે હોઈ શકે? તું રાક્ષસ નથીજ. ૧૬

(તું વાસ્તવમાં કોણ છો તે હું બતાવું છું:–)

शरीरबुद्धीन्द्रियदुःखसन्तति-
र्न ते न च त्वं तव निर्विकारतः ।
अज्ञानहेतोश्च तथैव सन्तते-
रसत्त्वमस्याः स्वपतो हि दृश्यवत् ॥१७॥

તું નિર્વિકાર હોવાથી શરીર, બુદ્ધિ, ઇન્દ્રિયો અને દુઃખાદિ એ પરંપરા તારે નથી અને તે બધાં તું પોતે પણ નથી. એ સંતતિનું કારણ અજ્ઞાન છે અને સ્વપ્નદૃશ્યની પેઠે એ બધાં અસત્ છે. ૧૭

इदं तु सत्यं तव नास्ति विक्रिया
विकारहेतुर्न च तेऽद्वयत्वतः ।
यथा नभः सर्वगतं न लिप्यते
तथा भवान्देहगतोऽपि सूक्ष्मकः ।
देहेन्द्रियप्राणशरीरसंगत-
स्त्वात्मेति बुद्ध्वाखिलबन्धभाग्भवेत् ॥१८॥

આ વાત તો તદ્દન સત્ય છે કે (તારા) આત્મસ્વરૂપમાં કોઇપણ જાતનો વિકાર નથી; તેમજ અદ્વિતીય હોવાથી તારા સ્વરૂપમાં વિકારનું કોઇ કારણ પણ નથી. જેમ આકાશ સર્વત્ર હોવા છતાં પણ (કોઈ પદાર્થના ગુણદોષથી) લેપાતું નથી તેમ તું આત્મા અતિ સૂક્ષ્મ હોવાથી દેહમાં રહેતાં છતાં (તેના સુખ-દુઃખાદિ વિકારોથી) લેપાતો નથી. દેહ, ઇન્દ્રિય, પ્રાણ તથા શરીર સાથે આત્મા મળેલો છે એવું જાણવાથી જ તે આત્મા સર્વ બન્ધનોનું કારણ બને છે. ૧૮

**चिन्मात्रमेवाहमजोऽहमक्षरो**
**ह्यानन्दभावोऽहमिति प्रमुच्यते ।**
**देहोऽप्यनात्मा पृथिवीविकारजो**
**न प्राण आत्मानिल एष एव सः ॥१९॥**

"હું ચૈતન્ય માત્ર, અજન્મા, અવિનાશી તથા (અખંડ) આનન્દ સ્વરૂપ જ છું" એવો આત્મવિવેક થાય છે ત્યારે તે મુક્ત થાય છે. દેહ તો પૃથ્વીના વિકારરૂપ પરમાણુઓથી બનેલો હોવાથી અનાત્મા (જડ) છે. પ્રાણ વાયુરૂપ છે માટે તે પણ આત્મા નથી; ૧૯

मनोऽप्यहंकारविकार एव नो
न चापि बुद्धिः प्रकृतेर्विकारजा ।
आत्मा चिदानन्दमयोऽविकारवा-
न्देहादिसंघाद्व्यतिरिक्त ईश्वरः ॥२०॥

અહંકારનું કાર્ય મન તેમજ પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થએલી બુદ્ધિ પણ આત્મા નથી. આત્મા તો ચિદાનન્દ સ્વરૂપ, અવિકારી, દેહાદિ સંઘાતથી જૂદો છે તથા ઈશ્વર (=દેહાદિનો સ્વામી) છે. ૨૦

निरंजनो मुक्त उपाधितः सदा
ज्ञात्वैवमात्मानमितो विमुच्यते ।
अतोऽहमात्यन्तिकमोक्षसाधनं
वक्ष्ये शृणुष्वावहितो महामते ॥२१॥

તે આત્મા નિર્મળ તથા સર્વદા ઉપાધિથી રહિત છે એવું જ્ઞાન થવાથી જ મનુષ્ય સંસારથી મુક્ત થાય છે. માટે હે મહા બુદ્ધિશાળી રાવણ! હું તને મોક્ષનું ઉત્તમ સાધન કહું છું તે તું સાવધાન થઈને સાંભળ. ૨૧

विष्णोर्हि भक्तिः सुविशोधनं धिय-
स्ततो भवेज्ज्ञानमतीव निर्मलम् ।
विशुद्धतत्त्वानुभवो भवेत्ततः
सम्यग्विदित्वा परमं पदं व्रजेत् ॥२२॥

ભગવાન વિષ્ણુની ભક્તિ, બુદ્ધિને તદ્દન નિર્મળ કરનારી છે; તેનાથી ( વિવેકદ્વારા ) અતિ નિર્મળ આત્મજ્ઞાન થાય છે; તે આત્મજ્ઞાનથી (નિદિધ્યાસન-દ્વારા) શુદ્ધ આત્મતત્ત્વનો અનુભવ થાય છે અને એ અનુભવ થયા પછી રૂડી રીતે પોતાના સ્વરૂપને જાણવાથી મનુષ્ય પરમપદને પ્રાપ્ત થાય છે. ૨૨

**अतो भजस्वाद्य हरिं रमापतिं**
**रामं पुराणं प्रकृतेः परं विभुम् ।**
**विसृज्य मौर्ख्यं हृदि शत्रुभावनां**
**भजस्व रामं शरणागतप्रियम् ।**
**सीतां पुरस्कृत्य सपुत्रबान्धवो**
**रामं नमस्कृत्य विमुच्यसे भयात् ॥२३॥**

માટે પ્રકૃતિથી પર, પુરાણપુરુષ, સર્વવ્યાપક, આદિ નારાયણ, લક્ષ્મીપતિ, શ્રી હરિ, ભગવાન રામનું તું ભજન કર; તારા હૃદયમાં રહેલી શત્રુભાવરૂપ મૂર્ખાઈને છોડીને, શરણાગત વત્સલ શ્રી રામનું ભજન કર. સીતાને આગળ કરી, પુત્રો અને બાન્ધવો સહિત શ્રી રામની પાસે જઈને તેમને નમસ્કાર કર; એમ કરવાથી તું ભયથી છૂટી જઈશ. ૨૩

रामं परात्मानमभावयञ्जनो
भक्त्या हृदिस्थं सुखरूपमद्वयम् ।
कथं परं तीरमवाप्नुयाज्जनो
भवाम्बुधेर्दुःखतरंगमालिनः ॥२४॥

જે મનુષ્ય હૃદયને વિષે બિરાજતા સુખરૂપ, અદ્વિતીય અને પરમાત્મા એવા શ્રી રામનું ભક્તિથી ધ્યાન કરતો નથી, તે મનુષ્ય દુઃખરૂપી તરંગોવાળા ભવસાગરના પારને કેવી રીતે પામી શકે? ૨૪

नो चेत्त्वमज्ञानमयेन वह्निना
ज्वलन्तमात्मानमरक्षितारिवत् ।
नयस्यधोऽधः स्वकृतैश्च पातकै-
र्विमोक्षशंका न च ते भविष्यति ॥२५॥

જો તું મારા કહેવા પ્રમાણે રામનું ભજન નહી કરું તો અજ્ઞાનરૂપી અગ્નિથી બળતા એવા તારા આત્માની રક્ષા નહિ કરવાથી, તું શત્રુની પેઠે તારા પોતાના આત્માને, પોતાનાં કરેલાં પાપોથી નીચે નરકમાં લઈ જઈશ; અને તેથી સ્વપ્ને પણ તને મોક્ષની આશા થશે નહિં. ૨૫

# યુદ્ધકાંડ.

## પ્રસંગ ૧ લો,

યુદ્ધકાંડ. સર્ગ ૧. શ્લો. ૪૯-૫૪

સુગ્રીવ આદિ સર્વે વાનરો, અગાધ સમુદ્રને જોઈ આ વરુણાલયને કેવી રીતે તરી શકીશું ? તેમજ રાક્ષસાધમ રાવણને તો હજુ મારવાનો છે, આવો મનમાં વિચાર કરીને શ્રી રામચન્દ્રની આસપાસ બેસી ગયા તે સમયે

रामः सीतामनुस्मृत्य दुःखेन महतावृतः ।
विलप्य जानकीं सीतां बहुधा कार्यमानुषः ॥४९॥

(દેવતાઓનાં) કાર્ય માટે મનુષ્યમાં અવતરેલા રામચન્દ્ર, સીતાનું સ્મરણ કરી, મહા દુઃખમાં લીન થઈ, બહુ પ્રકારે તેનો વિલાપ કરવા લાગ્યા. ૪૯

(વસ્તુતઃ રામને તો કાંઈ જ નથી કારણ કે)

अद्वितीयश्चिदात्मैकः परमात्मा सनातनः ।
यस्तु जानाति रामस्य स्वरूपं तत्त्वतो जनः ।
तं न स्पृशति दुःखादि किमुतानन्दमव्ययम् ॥५०॥

તે રામજી એક, અદ્વિતીય, ચૈતન્યમાત્ર સનાતન પરમાત્મા છે. જે મનુષ્ય પરમાત્મા રામનું સ્વરૂપ યથાર્થ જાણે છે તેને દુઃખાદિ સ્પર્શ કરતાં નથી તો-પછી આનન્દસ્વરૂપ અને અવિનાશી ભગવાન રામને તો સ્પર્શ કરે જ શાનાં ? ૫૦

दुःखहर्षभयक्रोधलोभमोहमदादयः ।
अज्ञानलिंगान्येतानि कुतः सन्ति चिदात्मनि ॥५१॥
देहाभिमानिनो दुःखं न देहस्य चिदात्मनः ॥५२॥

દુઃખ, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ તથા મદ વગેરે બધાંય અજ્ઞાનનાં ચિન્હો છે. ચૈતન્યસ્વરૂપ (રામ)માં એ દુઃખાદિ કેવી રીતે સંભવે ? દેહનું દુઃખ દેહાભિમાનીને થાય છે; ચૈતન્ય આત્માને નહી. ૫૧–૫૨

संप्रसादे द्वयाभावात्सुखमात्रं हि दृश्यते ।
बुद्ध्याद्यभावात्संशुद्धे दुःखं तत्र न दृश्यते ॥
अतो दुःखादिकं सर्वं बुद्धेरेव न संशयः ॥५३॥

સુષુપ્તિ અવસ્થામાં દ્વૈત (પ્રપંચ)નો અભાવ થાય છે—દ્વૈત ભાવ ટળી જાય છે; ત્યાં કેવળ સુખનો સાક્ષાત્કાર (અનુભવ) થાય છે. તે અવસ્થામાં બુદ્ધિ આદિનો અભાવ થવાથી શુદ્ધ આત્માને દુઃખ થતું જ નથી. માટે દુઃખાદિ સર્વ બુદ્ધિના જ ધર્મ છે એમાં સંશય નથી. ૫૩

रामः परात्मा पुरुषः पुराणो
नित्योदितो नित्यसुखो निरीहः ।
तथापि मायागुणसंगतोऽसौ
सुखीव दुःखीव विभाव्यतेऽबुधैः ॥५४॥

રામ પરમાત્મા છે, પુરાણ પુરુષ છે, નિત્ય પ્રકાશ સ્વરૂપ છે, નિત્ય સુખ-સ્વરૂપ તથા ઈચ્છાથી રહિત છે; પરન્તુ માયાના ગુણોના સંબંધથી તે રામ અજ્ઞાનીઓને સુખી જેવા અથવા દુઃખી જેવા પ્રતીત થાય છે. ૫૪

## પ્રસંગ ૨ જો.

યુદ્ધકાંડ. સર્ગ ૨. શ્લો. ૩૬-૪૩.

**વિભીષણે મોટાભાઈ રાવણને શુભ, હિતકર અને પવિત્ર વાક્યોથી શિખામણ આપી. પણ જેમ મરવા-વાળો પુરુષ દવા લેતો નથી તેમ કાળની પ્રેરણાથી તે દુષ્ટ રાવણે તેની શિખામણ ન માની, એટલુંજ નહી પણ તેનો "ધિક્કાર" કર્યો. તેથી મહા બળવાન વિભીષણ, પોતાના હાથમાં ગદા લઈ, સભામાંથી પોતાના ચાર મન્ત્રિયો સાથે ઊઠી ગયો અને અત્યંત ક્રોધાયમાન થઈને દશ મસ્તકવાળા રાવણને નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ (૩૩)**

**धिक्करोषि तथापि त्वं ज्येष्ठो भ्राता पितुः समः ।**
**कालो राघवरूपेण जातो दशरथालये ॥३४॥**

(હું તમારા હિતની વાત કહેનારો છું) છતાં પણ તમે મને ધિક્કારો છો. (હું ઈચ્છું છું કે તમારો

નાશ ન થાય કારણ કે) તમે મારા મોટાભાઈ છો અને તેથી પિતા સમાન છો. તમારો "કાળ" રામના સ્વરૂપથી (મહારાજ) દશરથના ઘરમાં પ્રગટ થયો છે. ૩૪

**काली सीताभिधानेन जाता जनकनन्दिनी ।**
**तावुभावागतावत्र भूमेर्भारापनुत्तये ॥३५॥**

(અને મહાશક્તિ) "કાળી" સીતા એ નામથી જનકની પુત્રીરૂપે પ્રગટ થઇ છે. એ બન્ને પૃથ્વીનો ભાર ઉતારવા માટે અહિં આવ્યાં છે. ૩૫

**तेनैव प्रेरितस्त्वं तु न शृणोषि हितं मम ।**
**श्रीरामः प्रकृतेः साक्षात्परस्तात्सर्वदा स्थितः ॥३६॥**

તે કાળની પ્રેરણાથી તમે મારૂં હિતકર વચન સાંભળતા નથી. શ્રી રામ હંમેશાં પ્રકૃતિથી પર રહેલા છે; ૩૬

**बहिरन्तश्च भूतानां समः सर्वत्र संस्थितः ।**
**नामरूपादिभेदेन तत्तन्मय इवामलः ॥३७॥**

તે, પ્રાણિયોની બહાર તથા અંદર સર્વત્ર સમાન ભાવથી રહેલા છે અને નિત્ય નિર્મળ હોવા છતાં નામ-રૂપ આદિ ભેદથી જે જે પદાર્થમાં રહેલા છે તે તે પદાર્થમય (ભિન્ન જેવા) ભાસે છે. ૩૭

यथा नानाप्रकारेषु वृक्षेष्वेको महानलः ।
तत्तदाकृतिभेदेन भिद्यतेऽज्ञानचक्षुषाम् ॥३८॥

જેમ અજ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં એક જ મહા અગ્નિ જુદા જુદા પ્રકારનાં વૃક્ષોમાં તે તે વૃક્ષોના આકાર પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે, ૩૮

पञ्चकोशादिभेदेन तत्तन्मय इवाबभौ ।
नीलपीतादियोगेन निर्मलः स्फटिको यथा ॥३९॥

અથવા જેમ શુદ્ધ સ્ફટિક મણિ, નીલ–પીત આદિ રંગોના સંબંધથી, નીલ-પીત આદિ રંગોવાળો દેખાય છે; તેજ પ્રમાણે પંચકોશ વગેરેના ભેદથી આત્મા તે તે કોશરૂપ હોય તેવો ભાસે છે. ૩૯

स एव नित्यमुक्तोऽपि स्वमायागुणबिम्बितः ।
कालः प्रधानं पुरुषोऽव्यक्तं चेति चतुर्विधः ॥४०॥

તે (શ્રી ભગવાન) જ (માયાના ગુણથી) નિત્ય-મુક્ત હોવા છતાં પણ પોતાની માયાના ગુણોમાં પ્રતિબિંબ પામવાથી "કાળ, પ્રધાન, પુરુષ અને અવ્યક્ત એવા ચાર પ્રકારના (ભાસે) છે." ૪૦

प्रधानपुरुषाभ्यां स जगत्कृत्स्नं सृजत्यजः ।
कालरूपेण कलनां जगतः कुरुतेऽव्ययः ॥४१॥

તે અજન્મા ભગવાન પ્રધાન અને પુરુષ રૂપથી સંપૂર્ણ જગતની રચના કરે છે અને તે અવિકારી ભગવાન કાળરૂપથી જગતનો સંહાર કરે છે. ૪૧

**कालरूपी स भगवान् रामरूपेण मायया ।**
**ब्रह्मणा प्रार्थितो देवस्त्वद्वधार्थमिहागतः ॥४२॥**

તે કાળરૂપી ભગવાન, બ્રહ્મદેવની પ્રાર્થનાથી, તમારો નાશ કરવાને માટે માયાવડે રામસ્વરૂપે અહિં આવ્યા છે. ૪૨

**तदन्यथा कथं कुर्यात्सत्यसङ्कल्प ईश्वरः ।**
**हनिष्यति त्वां रामस्तु सपुत्रबलवाहनम् ॥४३॥**

ઈશ્વર સત્ય સંકલ્પ છે તેથી તે પોતાની પ્રતિજ્ઞા અન્યથા કેમ કરે? (હે રાવણ!) તારા પુત્ર, સેના અને વાહનો સહિત, રામ તારો જરૂર નાશ કરશે. ૪૩

---

### પ્રસંગ ૩ જો.

યુદ્ધકાંડ. સર્ગ ૩. શ્લોક ૧૭-૩૨

**વિભીષણ તેના ચાર મન્ત્રીઓ સહિત મુક્તિ પામવા મુમુક્ષુ બની શ્રી રામને શરણે આવે છે (૫-૬) એ વાત સુગ્રીવે સાંભળી. સુગ્રીવ આવા માયાવી રાક્ષસોનો વિશ્વાસ ન રાખવા શ્રીરામને વિનંતિ કરે છે. ત્યારે શ્રી રામ કહે છે કે હે કપિશ્રેષ્ઠ! હું ધારૂં તો એક નિમિષ માત્રમાં**

લોકપાળો સહિત આ જગતનો નાશ તથા ઉત્પત્તિ કરી શકું છું, માટે તમે કોઈ પ્રકારની ચિંતા ન કરશો. એ રાક્ષસ વિભીષણને હું "અભય" દાન આપું છું, એને જલદી અહિં લાવો. (૧૦-૧૧)

એકજ વાર મારે શરણે આવીને "હું તમારો છું" એવું કહીને કોઈ પણ જો અભય માગે તો તેને હું સમસ્ત પ્રાણિયોથી નિર્ભય કરી દઉં છું એવો મારો નિયમ છે. (૧૨) રામનું વચન સાંભળી સુગ્રીવે વિભીષણનો રામ સાથે મેળાપ કરાવ્યો તે વખતે

विभीषण उवाच ।

**नमस्ते राम राजेन्द्र नमः सीतामनोरम ।**
**नमस्ते चण्डकोदण्ड नमस्ते भक्तवत्सल ॥१७॥**

હે રામ! હે રાજરાજેશ્વર! હે સીતાના મનમાં રમણ કરનાર! હે ભયંકર ધનુષવાળા! હે ભક્તવત્સલ! આપને હું નમસ્કાર કરૂં છું. ૧૭

**नमोऽनन्ताय शान्ताय रामायामिततेजसे ।**
**सुग्रीवमित्राय च ते रघूणां पतये नमः ॥१८॥**

અનંત, શાંત, અતુલ તેજવાળા, સુગ્રીવના મિત્ર, અને રઘુકુળ નાયક આપ રામને હું નમસ્કાર કરૂં છું. ૧૮

जगदुत्पत्तिनाशानां कारणाय महात्मने ।
त्रैलोक्यगुरवेऽनादिगृहस्थाय नमो नमः ॥१९॥

સંસારની ઉત્પત્તિ અને નાશનું કારણ, ત્રણે લોકના ગુરુ, અનાદિ ગૃહસ્થ એવા આપ મહાત્મા રામને વારંવાર નમસ્કાર છે. ૧૯

(પ્રકૃતિરૂપ સ્ત્રી સાથે ભગવાનનો અનાદિ સંબંધ છે, તેથી તે અનાદિ ગૃહસ્થ કહેવાય છે. વાંચો. પૃ. ૨૦ થી, અયોધ્યાકાંડ પ્રસંગ ૧ લો. શ્લો. ૯–૨૮)

त्वमादिर्जगतां राम त्वमेव स्थितिकारणम् ।
त्वमन्ते निधनस्थानं स्वेच्छाचारस्त्वमेव हि ॥२०॥

હે રામ! આપ સંસારની ઉત્પત્તિ તથા સ્થિતિના કારણરૂપ છો; તથા અન્તમાં આપજ તેનું લય સ્થાન છો. આપ આપની ઇચ્છાનુસાર વિહાર કરવાવાળા છો. ૨૦

चराचराणां भूतानां बहिरन्तश्च राघव ।
व्याप्यव्यापकरूपेण भवान् भाति जगन्मयः ॥२१॥

હે રાઘવ! ચર અને અચર ભૂતોની અંદર તથા બહાર વ્યાપ્ય અને વ્યાપકરૂપે આપ વિશ્વરૂપ ભાસો છો. ૨૧

त्वन्मायया हृतज्ञाना नष्टात्मानो विचेतसः ।
गतागतं प्रपद्यन्ते पापपुण्यवशात्सदा ॥२२॥

આપની માયા વડે, જેમનું સત્ તથા અસત્ વસ્તુના વિવેકનું જ્ઞાન હરાઇ ગયું છે એવા નાશ પામેલી બુદ્ધિવાળા મૂઢ પુરુષો પોતપોતાનાં પાપપુણ્ય-રૂપ કર્મોને વશ રહી સદા જન્મમરણ પામે છે. ૨૨

तावत्सत्यं जगद्भाति शुक्तिकारजतं यथा ।
यावन्न ज्ञायते ज्ञानं चेतसानन्यगामिना ॥२३॥

જ્યાં સુધી મનુષ્ય એકાગ્ર ચિત્તવડે આપના જ્ઞાન-સ્વરૂપને જાણતો નથી ત્યાં સુધી છીપોલીમાં રૂપાની પેઠે તેને આ સંસાર સત્ય ભાસે છે. ૨૩

त्वदज्ञानात्सदा युक्ताः पुत्रदारगृहादिषु ।
रमन्ते विषयान्सर्वानन्ते दुःखप्रदान्विभो ॥२४॥

હે વિભો ! આપને ન જાણવાથી જ લોકો પુત્ર, સ્ત્રી અને ઘર આદિમાં આસક્ત બની, અન્તમાં દુઃખ દેનારા સર્વે વિષયોમાં સુખ માને છે (વિષયોને સેવે છે). ૨૪

त्वमिन्द्रोऽग्निर्यमो रक्षो वरुणश्च तथानिलः ।
कुबेरश्च तथा रुद्रस्त्वमेव पुरुषोत्तम ॥२५॥

હે પુરુષોત્તમ ! આપજ ઇન્દ્ર, અગ્નિ, યમ,

રાક્ષસ, વરુણ તથા વાયુ છો; તથા આપજ કુબેર અને રુદ્ર છો. ૨૫

**त्वमणोरप्यणीयांश्च स्थूलात् स्थूलतरः प्रभो ।**
**त्वं पिता सर्वलोकानां माता धाता त्वमेव हि ॥२६॥**

હે પ્રભો ! અણુથી પણ અણુ, અને મહાન્‌થી પણ મહાન્ છો; તથા આપ જ સર્વ લોકોના પિતા, માતા, તથા ધાતા (ધારણપોષણ કરવાવાળા) છો. ૨૬

**आदिमध्यान्तरहितः परिपूर्णोऽच्युतोऽव्ययः ।**
**त्वं पाणिपादरहितश्चक्षुःश्रोत्रविवर्जितः ॥२७॥**

આપ આદિ, મધ્ય તથા અન્તથી રહિત, સર્વત્ર પરિપૂર્ણ, અચ્યુત તથા અવિનાશી છો; આપ હાથ-પગથી રહિત તથા નેત્ર અને કાન વગરના છો. ૨૭

**श्रोता द्रष्टा ग्रहीता च जवनस्त्वं खरान्तक ।**
**कोशेभ्यो व्यतिरिक्तस्त्वं निर्गुणो निरुपाश्रयः ॥२८॥**

તોપણ હે ખરનો નાશ કરનારા ! આપ સર્વ કાંઇ દેખનારા, સાંભળનારા, ગ્રહણ કરનારા તથા બહુ જ વેગવાળા છો. આપ અન્નમય આદિ પાંચ કોશોથી રહિત તથા નિર્ગુણ અને નિરાશ્રય છો. ૨૮

**निर्विकल्पो निर्विकारो निराकारो निरीश्वरः ।**
**षड्भावरहितोऽनादिः पुरुषः प्रकृतेः परः ॥२९॥**

આપ નિર્વિકલ્પ, નિર્વિકાર અને નિરાકાર છો. આપના કોઈ પ્રેરક નથી. આપ છ વિકારોથી રહિત છો; તથા પ્રકૃતિથી પર, અનાદિ પુરુષ છો. ૨૯

( **निरीश्वरः**=જેના કોઈ ઈશ્વર (પ્રેરક) નથી તે. )

**मायया गृह्यमाणस्त्वं मनुष्य इव भाव्यसे ।**
**ज्ञात्वा त्वां निर्गुणमजं वैष्णवा मोक्षगामिनः ॥३०॥**

માયાને અંગીકાર કરીને આપ મનુષ્યના જેવા દેખાઓ છો. વૈષ્ણવજનો આપને નિર્ગુણ તથા અજન્મા જાણીને મોક્ષ પામે છે. ૩૦

**अहं त्वत्पादसद्भक्तिनिःश्रेणीं प्राप्य राघव ।**
**इच्छामि ज्ञानयोगाख्यं सौधमारोढुमीश्वर ॥३१॥**

હે રામ! હે પ્રભો! આપના ચરણકમળની વિશુદ્ધ ભક્તિરૂપ નિસરણી મેળવી, જ્ઞાનયોગ નામના રાજભવનના શિખર ઉપર ચઢવાની હું ઈચ્છા રાખું છું. ૩૧

**नमः सीतापते राम नमः कारुणिकोत्तम ।**
**रावणारे नमस्तुभ्यं त्राहि मां भवसागरात् ॥३२॥**

હે સીતાપતે! આપને નમસ્કાર. હે કૃપાળુમાં ઉત્તમ! હે રામ! આપને નમસ્કાર. હે રાવણના શત્રો! આપને નમસ્કાર. ભવસાગરમાંથી મારી રક્ષા કરો. ૩૨

પ્રસંગ ૪ થો.

યુદ્ધકાંડ. સર્ગ ૩. શ્લો. ૭૧–૭૮

સમુદ્રને જોઈ લાલ નેત્રો કરી શ્રી રામ બોલ્યાઃ–
"હે લક્ષ્મણ! સમુદ્ર કેવો દુષ્ટ છે તે જુઓ! હજુ મને મનુષ્ય માનીને દર્શન કરવા પણ નથી આવ્યો. એ મનુષ્ય, વાનરો સહિત મને શું કરવાનો છે? એમ તે સમુદ્ર માને છે. આજે એને સૂકવી નાખવા હું ઈચ્છા રાખું છું. એમ કહી લાલ નેત્રો કરી ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું. ૬૪

રામજીની સમુદ્રને બાળીને સુકાવી નાખવાની ઉગ્ર પ્રતિજ્ઞા સાંભળી, સમુદ્ર કમ્પી ઊઠયો; દિવ્યસ્વરૂપ ધારણ કરી, અનેક પ્રકારની ભેટો ગ્રહણ કરી, શ્રી રામના ચરણોમાં તે ભેટો ધરીને શ્રી રામની સ્તુતિ કરવા મંડયો.

**जडोऽहं राम ते सृष्टः सृजता निखिलं जगत् ।**
**स्वभावमन्यथा कर्तुं कः शक्तो देवनिर्मितम् ॥७१॥**

(સમુદ્ર કહે છેઃ–)હે રામજી! સંપૂર્ણ જગતની રચના કરતી વખતે આપે મને જડ રચ્યો હતો. તેથી આપના રચેલા મારા જડ સ્વભાવને કોણ બદલી શકે? ૭૧

**स्थूलानि पञ्चभूतानि जडान्येव स्वभावतः ।**
**सृष्टानि भवतैतानि त्वदाज्ञां लङ्घयन्ति न ॥७२॥**

પાંચે સ્થૂળ ભૂતો સ્વભાવથી જ જડ છે. તે આપે જ સરજ્યાં છે. તે આપની આજ્ઞાને ઉલ્લંઘન કરી શકતાં નથી. ૭૨

**तामसादहमो राम भूतानि प्रभवन्ति हि ।**
**कारणानुगमात्तेषां जडत्वं तामसं स्वतः ॥७३॥**

હે રામ! પંચમહાભૂતો તામસ અહંકારથી ઉત્પન્ન થએલાં છે. માટે પોતાના કારણને અનુસરતાં તેમનામાં તમોરૂપ જડપણું તો સ્વભાવથીજ રહેલું છે.૭૩

[ શાસ્ત્રમાં કહ્યું છે કે कारणगुणा हि कार्यगुणानारभन्ते । કારણના ગુણો, કાર્યના ગુણને સરજે છે. ૭૩ ]

**निर्गुणस्त्वं निराकारो यदा मायागुणान्प्रभो ।**
**लीलयाङ्गीकरोषि त्वं तदा वैराजनामवान् ॥७४॥**

આપ નિર્ગુણ તથા નિરાકાર છો. હે પ્રભો! જે સમયે આપ ક્રીડા કરવાની ઈચ્છા વડે માયાના ગુણોને અંગીકાર કરો છો તે સમયે આપનું "વૈરાજ" એવું નામ પડે છે. ૭૪

**गुणात्मनो विराजश्च सत्त्वाद्देवा बभूविरे ।**
**रजोगुणात्प्रजेशाद्या मन्योर्भूतपतिस्तव ॥७५॥**

તે ગુણમય વિરાટ્ ભગવાનના સત્ત્વગુણથી દેવ-તાઓ, રજોગુણથી પ્રજાપતિ આદિ અને (તમોગુણ

૩૫) "કોપ"થી ભૂતપતિ (રુદ્રગણ) ઉત્પન્ન થયા. ૭૫

**त्वामहं मायया छन्नं लीलया मानुषाकृतिम् ।**
**जडबुद्धिर्जडो मूर्खः कथं जानामि निर्गुणम् ॥७६॥**

માયાના ગુણમાં ઢંકાઈ, ક્રીડાવડે મનુષ્ય આકૃતિને ધારણ કરેલા એવા આપ નિર્ગુણ પરમાત્માને હું જડબુદ્ધિવાળો જડ તથા મૂર્ખ કેવી રીતે જાણી શકું ? ૭૬

**दण्ड एव हि मूर्खाणां सन्मार्गप्रापकः प्रभो ।**
**भूतानाममरश्रेष्ठ पशूनां लगुडो यथा ॥७७॥**

હે પ્રભો ! હે દેવોમાં શ્રેષ્ઠ ! પશુઓને જેમ લાકડી (નો માર) સીધા રસ્તા ઉપર લાવે છે તે પ્રમાણે આપનો દંડજ મૂર્ખ પ્રાણીઓને સન્માર્ગ ઉપર લાવનારો છે. ૭૭

**शरणं ते व्रजामीश शरण्यं भक्तवत्सल ।**
**अभयं देहि मे राम लंकामार्गं ददामि ते ॥७८॥**

હે ભક્તવત્સલ ! હું, શરણે આવેલાનું રક્ષણ કરનારા આપને શરણે આવ્યો છું. હે રામજી ! મને અભય આપો, હું આપને લંકામાં જવાનો માર્ગ આપું છું. ૭૮

### પ્રસંગ ૫ મો.

યુદ્ધકાંડ. સર્ગ ૪. શ્લો. ૪૦–૫૬

રાવણનો શુક નામનો ચર રાવણને સુગ્રીવના દશ મન્ત્રિયોનાં નામ તથા બળ વર્ણવી, રામ કોણ છે તે કહે છે અને પછી શ્લો. ૪૩ થી ૫૦ માં કહે છે કે હે રાવણ "ભલો થા, રામને શરણે જા."

रामो न मानुषो साक्षादादिनारायणः परः ।
सीता साक्षाज्जगद्धेतुश्चिच्छक्तिर्जगदात्मिका ॥४०॥

(તેમ વળી આ) રામચન્દ્ર મનુષ્ય નથી પણ સાક્ષાત્ આદિ નારાયણ પરમાત્મા છે; અને સીતાજી જગતને ઉત્પન્ન કરનારાં ચૈતન્યશક્તિ છે તથા જગત્ સ્વરૂપ છે. ૪૦

× × × ×

क्षणनाशिनि संसारे शरीरे क्षणभंगुरे ।
पंचभूतात्मके राजंश्चतुर्विंशतितत्त्वके ॥४३॥
मलमांसास्थिदुर्गन्धभूयिष्ठेऽहंकृतालये ।
कैवास्था व्यतिरिक्तस्य काये तव जडात्मके ॥४४॥

હે રાજન્! ક્ષણ ક્ષણમાં નાશ થનારા સંસારમાં ચોવીસ તત્ત્વોના સમૂહરૂપ આ ક્ષણભંગુર, પાંચ ભૌતિક શરીરમાં—જેમાં—મળ, માંસ, અસ્થિ, આદિ

દુર્ગન્ધિવાળા પદાર્થોનીજ અધિકતા છે અને જે અહંકારનું આશ્રયસ્થાન છે તથા જડરૂપ છે એવી કાયામાં તેનાથી ભિન્ન એવા તમને આટલી શી પ્રીતિ છે? ૪૩–૪૪

[પ્રકૃતિ, મહત્તત્ત્વ (સમષ્ટિ બુદ્ધિ), ત્રિગુણાત્મક અહંકાર, પાંચ સૂક્ષ્મ ભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મન, પાંચ કર્મેન્દ્રિયો, શબ્દાદિક પાંચ વિષયો, એ બધાં મળીને ચોવીસ તત્ત્વો કહેવાય છે.]

**यत्कृते ब्रह्महत्यादिपातकानि कृतानि ते ।**
**भोगभोक्ता तु यो देहः स देहोऽत्र पतिष्यति ॥४५॥**

જે શરીરને માટે તેં બ્રહ્મહત્યાદિ પાપો કર્યાં છે અને જે સંપૂર્ણ ભોગોનું ભોક્તા છે તે આ શરીર તો અહિંજ પડી રહેશે (નાશ પામશે). ૪૫

**पुण्यपापे समायातो जीवेन सुखदुःखयोः ।**
**कारणे देहयोगादिनाऽऽत्मनः कुरुतोऽनिशम् ॥४६॥**

સુખદુઃખના કારણરૂપ (પૂર્વ જન્મમાં કરેલાં) પાપ–પુણ્ય જીવની સાથેજ આવે છે અને તેજ પુણ્ય–પાપ દેહના સંબંધ આદિ દ્વારા જીવને અહર્નિશ સુખ-દુઃખની પ્રાપ્તિ કરાવે છે. ૪૬

**यावद्देहोऽस्मि कर्तास्मीत्यात्माहंकुरुतेऽवशः ।**
**अध्यासात्तावदेव स्याज्जन्मनाशादिसंभवः ॥४७॥**

(અજ્ઞાનથી ઉત્પન્ન થતા) અધ્યાસને લીધે જ્યાં સુધી આ જીવ "હું દેહ છું, હું કર્તા છું" એવું અભિમાન કરે છે ત્યાં સુધી તેને પરાણે પણ જન્મ-મરણ આદિનો સંભવ બન્યો રહે છે. ૪૭

**तस्मात्त्वं त्यज देहादावभिमानं महामते ।**
**आत्मातिनिर्मलः शुद्धो विज्ञानात्माचलोऽव्ययः ॥४८॥**

માટે હે મહાબુદ્ધિશાળિ! તમે દેહાદિમાંથી અભિમાનનો ત્યાગ કરો. આત્મા તો અત્યન્ત નિર્મળ, શુદ્ધ સ્વરૂપ, વિજ્ઞાનમય, અવિચળ અને અવિકારી છે. ૪૮

**स्वाज्ञानवशतो बन्धं प्रतिपद्य विमुह्यति ।**
**तस्मात्त्वं शुद्धभावेन ज्ञात्वात्मानं सदा स्मर ॥४९॥**

પોતાના સ્વરૂપના અજ્ઞાનને વશ રહેલો (આ જીવ, જન્મ મરણના) બન્ધનમાં પડીને મોહ પામે છે. માટે આત્માના સ્વરૂપને જાણીને તમે નિત્ય તે આત્માનું શુદ્ધભાવથી સ્મરણ કરો. ૪૯

**विरतिं भज सर्वत्र पुत्रदारगृहादिषु ।**
**निरयेष्वपि भोगः स्याच्छ्‌वशूकरतनावपि ॥५०॥**

પુત્ર, સ્ત્રી અને ઘર વગેરેમાં સંબંધ ન રાખો

(ઉપરામ થાઓ); નરકમાં તથા કુતરા અને ભુંડ આદિ યોનિયોમાં પણ (વિષય) ભોગ તો મળે છે. ૫૦

**देहं लब्ध्वा विवेकाढ्यं द्विजत्वं च विशेषतः ।**
**तत्रापि भारते वर्षे कर्मभूमौ सुदुर्लभम् ॥**
**को विद्वानात्मसात्कृत्वा देहं भोगानुगो भवेत् ॥५१॥**

સત્ અને અસત્ વસ્તુના વિષયમાં, વિવેક બુદ્ધિવાળો દેહ મેળવીને, અને તે (દેહો)માં પણ ખાસ કરીને બ્રાહ્મણનું શરીર પામીને તથા અતિ દુર્લભ એવી આ કર્મભૂમિ ભારતવર્ષમાં જન્મ પામીને, એવો કોણ વિદ્વાન્ હશે કે જે દેહને આત્મા માનીને ભોગોનું સેવન કરે? ૫૧

**अतस्त्वं ब्राह्मणो भूत्वा पौलस्त्यतनयश्च सन् ।**
**अज्ञानीव सदा भोगाननुधावसि किं मुधा ॥५२॥**

માટે તમે બ્રાહ્મણ હોવાથી અને તે પણ પુલસ્ત્યના પુત્ર વિશ્રવાના પુત્ર હોઇને અજ્ઞાનીની માફક હંમેશાંજ આ વિષયભોગો માટે વ્યર્થ શામાટે દોડો છો? ૫૨

× × ×

**अङ्गीकुरुष्व मद्वाक्यं हितमेव वदामि ते ॥५५॥**

(હે રાવણ!) હું આપના હિતનીજ વાત કહું છું; આપ તેનો સ્વીકાર કરો. ૫૫

सत्सङ्गतिं कुरु भजस्व हरिं शरण्यं
श्रीराघवं मरकतोपलकान्तिकान्तम् ।
सीतासमेतमनिशं धृतचापबाणं
सुग्रीवलक्ष्मणविभीषणसेविताङ्घ्रिम् ॥५६॥

આપ હંમેશાં સત્સંગ કરો અને જેના શરીરની કાન્તિ મરકત મણિના સમાન છે તથા સુગ્રીવ, લક્ષ્મણ અને વિભીષણ જેના ચરણકમળોની સેવા કરી રહ્યા છે તે શરણાગત વત્સલ, ધનુર્બાણધારી શ્રી રઘુનાથજી તથા સીતાજીનું ભજન કરો. ૫૬

## પ્રસંગ ૬ ઠ્ઠો.

યુદ્ધકાંડ. સર્ગ. ૬. શ્લો. ૪૩-૬૧.

યુદ્ધમાં શ્રી રામનું બાણ વાગવાથી રાવણને મૂર્છા આવી ગઈ તથા હાથમાંથી ધનુષ્ નીચે પડી ગયું. મૂર્છા વળતાં તેને રામે આજ્ઞા કરી "હે રાવણ! મારા બાણથી તું વીંધાયો છો. તને આજે લંકામાં જઈ આરામ લેવાની હું રજા આપું છું, જા. કાલે મારૂં પરાક્રમ ફરીથી જોજે." રાવણ તે રાત્રે લંકામાં જઈ એકલો "કાલનેમિ" ના ઘેર ગયો; આખી રાત્રિ તેને ઘેર ગાળી. ત્યાં

કાલનેમિ રાવણને સલાહ આપે છેઃ—

प्रियं ते करवाण्येव न प्राणान् धारयाम्यहम् ।
मारीचस्य यथारण्ये पुराभून्मृगरूपिणः ।
तथैव मे न सन्देहो भविष्यति दशानन ॥४३॥

કાળનેમિ કહે છેઃ—હું આપનું હિત જ કરીશ. (તેમ કરવામાં) મારા પ્રાણોની દરકાર હું નહિં કરું; (તથાપિ તેનાથી આપને શો લાભ થશે?) હે દશાનન! પહેલાં દંડકા વનમાં મૃગરૂપ ધારણ કરેલા મારીચની જે દશા થઈ હતી તેજ દશા મારી થશે એમાં મને લગારે સન્દેહ નથી. ૪૩

हताः पुत्राश्च पौत्राश्च बान्धवा राक्षसाश्च ते ॥४४॥
घातयित्वाऽसुरकुलं जीवितेनापि किं तव ।
राज्येन वा सीतया वा किं देहेन जडात्मना ॥४५॥

આપના પુત્ર, પૌત્ર, બાંધવો તથા જે કોઈ રાક્ષસો હતા તે બધા મરાઈ ગયા. હે રાવણ! સર્વ અસુર કુળનો સંહાર કરાવીને, કદાચ આપ જીવતા રહો તો પણ શું (ફળ છે)? રાજ્ય, સીતા અથવા આ જડ દેહથી પણ શું (લાભ છે)? ૪૪–૪૫

सीतां प्रयच्छ रामाय राज्यं देहि विभीषणे ।
वनं याहि महाबाहो रम्यं मुनिगणाश्रयम् ॥४६॥

હે મહાબાહો! આપ રામચન્દ્રજીને સીતા સોંપી દો તથા વિભીષણને રાજ્ય આપો. ( પછી ) મુનિગણથી સેવાયલા સુંદર તપોવનમાં જાઓ. ૪૬

( નિર્ગુણ બ્રહ્મમાં ચિત્તની સ્થિરતા માટે વિધિ. )

**स्नात्वा प्रातः शुभजले कृत्वा सन्ध्यादिकाः क्रियाः ।**
**तत एकान्तमाश्रित्य सुखासनपरिग्रहः ॥४७॥**

( ત્યાં ) પ્રાતઃકાળમાં શુદ્ધ જળમાં સ્નાન કરીને સન્ધ્યા આદિ નિત્યકર્મોથી નિવૃત્ત થઈને એકાન્ત દેશમાં સુખપૂર્વક આસન વાળી બેસો. ૪૭

**विसृज्य सर्वतः संगमितरान्विषयान् बहिः ।**
**बहिःप्रवृत्ताक्षगणं शनैः प्रत्यक् प्रवाहय ॥४८॥**

બહારના સર્વ વિષયોનો સંગ તજી દઈને, બહારના વિષયોમાં પ્રવૃત્ત થનારા ઇન્દ્રિયોના સમૂહને ધીરે ધીરે પ્રત્યક્ આત્મામાં લગાડો. ૪૮

**प्रकृतेर्भिन्नमात्मानं विचारय सदानघ ।**
**चराचरं जगत्कृत्स्नं देहबुद्धीन्द्रियादिकम् ॥४९॥**
**आब्रह्मस्तम्बपर्यन्तं दृश्यते श्रूयते च यत् ।**
**सैषा प्रकृतिरित्युक्ता सैव मायेति कीर्तिता ॥५०॥**

હે નિષ્પાપ ! પ્રકૃતિથી ભિન્ન પોતાના આત્માનો

સદા વિચાર કરો. દેહ, બુદ્ધિ, ઇન્દ્રિય આદિ તથા સંપૂર્ણ ચરાચર જગત્ અને બ્રહ્માથી આરંભી થુંબડા પર્યન્ત જે કંઈ દેખાય છે, તથા શ્રવણમાં આવે છે તે બધું "પ્રકૃતિ" છે એમ કહેવાય છે અને તેનેજ માયા કહે છે. ૪૯–૫૦

**सर्गस्थितिविनाशानां जगद्वृक्षस्य कारणम् ।**
**लोहितश्वेतकृष्णादिप्रजाः सृजति सर्वदा ॥५१॥**

(તે માયા) સંસારરૂપી વૃક્ષની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશનું કારણ છે. (તે પ્રકૃતિ) સદા શ્વેત (સત્ત્વગુણ પ્રધાન), લોહિત (રજોગુણ પ્રધાન) અને કૃષ્ણ (તમોગુણ પ્રધાન) પ્રજાઓ ઉત્પન્ન કરે છે. ૫૧

**कामक्रोधादिपुत्राद्यान्हिंसातृष्णादिकन्यकाः ।**
**मोहयन्त्यनिशं देवमात्मानं स्वैर्गुणैर्विभुम् ॥५२॥**

(તે માયા) કામ ક્રોધ આદિ રૂપ પુત્રોને અને હિંસા, તૃષ્ણા આદિ કન્યાઓને ઉત્પન્ન કરે છે, તથા પોતાના ગુણોદ્વારા સર્વવ્યાપક અને સ્વયંપ્રકાશ આત્માને અહર્નિશ મોહ પમાડે છે; (પ્રાણીઓને પોતાના આત્મસ્વરૂપનું વિસ્મરણ કરાવે છે.) ૫૨

कर्तृत्वभोक्तृत्वमुखान् स्वगुणानात्मनीश्वरे ।
आरोप्य स्ववशं कृत्वा तेन क्रीडति सर्वदा ॥५३॥

કર્તાપણું, ભોક્તાપણું આદિ પોતાના ગુણોનો (પોતાના પ્રભુ) આત્મામાં આરોપ કરીને, તે દ્વારા આત્માને પોતાને વશ કરી, સદા તેની સાથે ખેલે છે; ૫૩

शुद्धोऽप्यात्मा यया युक्तः पश्यतीव सदा बहिः ।
विस्मृत्य च स्वमात्मानं मायागुणविमोहितः ॥५४॥

(તથા) જે (પ્રકૃતિ)ની સાથે જોડાઈ, માયાના ગુણોથી મોહ પામી, પોતાના સ્વરૂપને ભૂલી જાય છે અને નિત્ય શુદ્ધ હોવા છતાં પણ જાણે આત્મા બહારના વિષયોનેજ જોતો હોય (એવો જણાય છે). ૫૪

यदा सद्गुरुणा युक्तो बोध्यते बोधरूपिणा ।
निवृत्तदृष्टिरात्मानं पश्यत्येव सदा स्फुटम् ।
जीवन्मुक्तः सदा देही मुच्यते प्राकृतैर्गुणैः ॥५५॥

(માયાથી મોહિત થએલો એ પ્રાણી) જ્યારે જ્ઞાની એવા સદ્દગુરુને શરણે જાય છે અને તેમની પાસેથી નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે તે બાહ્ય એવા જગતના વિષયોમાંથી દૃષ્ટિ ખેંચી લઈને પોતાના સ્વરૂપનેજ સ્પષ્ટ દેખે છે. અને પછી આ દેહધારીજીવ જીવન્મુક્ત થઈ પ્રાકૃતગુણોથી સદા મુક્ત થાય છે. ૫૫

त्वमप्येवं सदात्मानं विचार्य नियतेन्द्रियः ।
प्रकृतेरन्यमात्मानं ज्ञात्वा मुक्तो भविष्यसि ॥५६॥

હે રાવણ! આપ પણ એ પ્રમાણે સદા જિતેન્દ્રિય થઈને તથા આત્મસ્વરૂપનો વિચાર કરીને, પ્રકૃતિથી આત્માને ભિન્ન જાણીને મુક્ત થઈ જશો.૫૬

ध्यातुं यद्यसमर्थोऽसि सगुणं देवमाश्रय ॥५७॥

(નિર્ગુણ પરમાત્માનું) ધ્યાન કરવાને આપ અસમર્થ હો તો સગુણ પરમાત્માનું સેવન કરો.૫૭

(સગુણ બ્રહ્મ શ્રીરામનું ધ્યાનઃ—)

हृत्पद्मकर्णिके स्वर्णपीठे मणिगणान्विते ।
मृदुश्लक्ष्णतरे तत्र जानक्या सह संस्थितम् ॥५८॥
वीरासनं विशालाक्षं विद्युत्पुंजनिभाम्बरम् ।
किरीटहारकेयूरकौस्तुभादिभिरान्वितम् ॥५९॥

હૃદયરૂપી કમળકળિમાં, મણિઓના સમૂહ જેમાં જડેલા છે એવા કોમળ અને અત્યન્ત લીસા સુવર્ણના આસન ઉપર જાનકીની સાથે વીરાસનથી બેઠેલા; વિશાળ નેત્રવાળા; વીજળીના સમૂહ જેવાં તેજસ્વી (પીળાં) વસ્ત્રવાળા; મુકુટ, હાર, બાજુબંધ અને કૌસ્તુભ આદિ મણિને ધારણ કરનારા;૫૮-૫૯

नूपुरैः कटकैर्भान्तं तथैव वनमालया ।
लक्ष्मणेन धनुर्द्वन्द्वकरेण परिसेवितम् ॥६०॥
एवं ध्यात्वा सदात्मानं रामं सर्वहृदि स्थितम् ।
भक्त्या परमया युक्तो मुच्यते नात्र संशयः ॥६१॥

ઝાંઝર તથા કડાંથી શોભાયમાન; વનમાળાધારી; બન્ને હાથમાં (એક પોતાનું અને એક શ્રીરામનું એવાં બે) ધનુષને ધારણ કરનાર લક્ષ્મણથી સેવાતા; સર્વના હૃદયમાં નિવાસ કરનારા પોતાના આત્મારૂપ શ્રી રામનું પરમભક્તિથી એ પ્રમાણે સદા ધ્યાન ધરવાથી આપ મુક્ત થશો એમાં સંશય નથી. ૬૦-૬૧

---

### પ્રસંગ ૭ મો.

યુદ્ધકાંડ. સર્ગ. ૭. શ્લો. ૫૭-૬૫.

રાવણનાં દુઃખથી ભરેલાં વચન સાંભળી કુંભકર્ણ સારી પેઠે હસ્યો, પછી બોલ્યોઃ—

पुरा मन्त्रविचारे ते गदितं यन्मया नृप ।
तदद्य त्वामुपगतं फलं पापस्य कर्मणः ॥५७॥

હે રાજન્! મન્ત્રણા કરતીવખતે પહેલાં મેં જે કહ્યું હતું તે, પાપકર્મનું ફળ આ વખતે તને પ્રાપ્ત થયું છે. ૫૭

पूर्वमेव मया प्रोक्तो रामो नारायणः परः ।
सीता च योगमायेति बोधितोऽपि न बुध्यसे ॥५८॥

મેં પહેલાંજ કહ્યું હતું કે રામ સાક્ષાત્ પરમાત્મા, નારાયણ છે; સીતા યોગમાયા છે; એવો મેં તને ઉપદેશ કર્યો હતો તો પણ તું સમજતો નથી. ૫૮

× × × × ×

( શ્રી રામ પરમાત્મા છે અને સીતા યોગમાયા છે એ વસ્તુ કુંભકર્ણે શી રીતે જાણી તે કહે છેઃ–મને નારદે કહ્યું હતું કે "હું દેવતાઓની એક ગુપ્ત ગોષ્ઠી (મન્ત્રણા)માં બેઠો હતો. ૬૦ )

तत्रोत्पन्नमुदन्तं ते वक्ष्यामि शृणु तत्त्वतः ।
युवाभ्यां पीडिता देवाः सर्वे विष्णुमुपागताः ॥६१॥

તે ગુપ્ત ગોષ્ઠીમાં જે વાત નિશ્ચય કરવામાં આવી છે તે તને યથાર્થ કહું છું, તે તું સાંભળ. તમો બન્ને ભાઈઓથી અતિશય પીડા પામેલા બધા દેવો વિષ્ણુ ભગવાનની પાસે ગયા; ૬૧

ऊचुस्ते देवदेवेशं स्तुत्वा भक्त्या समाहिताः ।
जहि रावणमक्षोभ्यं देव त्रैलोक्यकण्टकम् ॥६२॥

દેવના દેવ સર્વેશ્વર વિષ્ણુ ભગવાનની અત્યંત ભક્તિ અને (ચિત્તની) એકાગ્રતાથી સ્તુતિ કરીને

કહેવા લાગ્યા કે હે દેવ! આ રાવણ ત્રણે લોકને દુઃખ દેનારો છે, અને અમે કોઈ તેનો વાળ પણ વાંકો કરી શકતા નથી ( તેના આગળ અમારું જરાયે ચાલતું નથી ). માટે આપ તેનો સંહાર કરો. ૬૨

**मानुषेण मृतिस्तस्य कल्पिता ब्रह्मणा पुरा ।**
**अतस्त्वं मानुषो भूत्वा जहि रावणकण्टकम् ॥६३॥**

બ્રહ્માએ પૂર્વ કાળમાં તેનું મરણ મનુષ્યને હાથે નિર્માણ કર્યું છે; એટલા માટે આપ મનુષ્યનો અવતાર ધારણ કરીને કંટકરૂપ રાવણનો વધ કરો. ૬૩

**तथेत्याह महाविष्णुः सत्यसंकल्प ईश्वरः ।**
**जातो रघुकुले देवो राम इत्यभिविश्रुतः ॥६४॥**

સર્વ શક્તિમાન્ તથા સત્યસંકલ્પ એવા વિષ્ણુએ કહ્યું "બહુ સારું." ( તે વિષ્ણુ દેવ ) હમણાં રઘુ-વંશમાં પરમ પ્રસિદ્ધ રામને નામે પ્રગટ થયા છે. ૬૪

**स हनिष्यति वः सर्वानित्युक्त्वा प्रययौ मुनिः ।**
**अतो जानीहि रामं त्वं परं ब्रह्म सनातनम् ॥६५॥**

એ તમારા બધાનો નાશ કરશે." આ રીતે કહીને નારદમુનિ ચાલ્યા ગયા. માટે તમે રામને સનાતન પરબ્રહ્મજ જાણો. ૬૫

## પ્રસંગ ૮ મો.

યુદ્ધકાંડ. સર્ગ ૮. શ્લો. ૩૪–૪૭; ૬૮.

રાવણે પોતાના સંકટ સમયે કુંભકર્ણને જગાડ્યો. કુંભકર્ણ રાવણનાં વ્યંગ વચન સાંભળી ક્રોધે ભરાયો. રામની સામે યુદ્ધ કરવા ચાલી નીકળ્યો. વાનરો નાસભાગ કરવા લાગ્યા. વાનરોનો અનેક રીતે સંહાર કરતા કુંભકર્ણને જોઈ, હાથમાં ગદા લઈને ઉભેલો વિભીષણ મોટાભાઈ કુંભકર્ણના ચરણમાં પ્રણામ કરી બોલ્યોઃ– (૮–૯)

હે મહામતિવાળા મોટાભાઈ! હું, ભાઈ ઉપર દયા કરો. મેં મોટાભાઈ રાવણને હિતકારક સલાહ આપીને કહ્યું કે શ્રી રામ ભગવાનનું સ્વરૂપ છે. સીતા પાછી સોંપો. તે ન માનતાં મારો તિરસ્કાર કરી, મને તરવાર લઈ મારવા દોડયા. તેથી હું ચાર મન્ત્રિયોની સાથે રામને શરણે ગયો છું. (૧૨) વિભીષણને કુંભકર્ણે પોતાની છાતી સાથે ચાંપ્યો અને "રામના ચરણનો આશ્રય કરી ઘણો વખત જીવતો રહે" એવો આશીર્વાદ આપી કહ્યું કે ભાઈ, મારા મનમાં વીરરસ છાઈ રહ્યો છે. માટે હવે તું જા. એમ કહી કુંભકર્ણ યુદ્ધમાં ઉતર્યો. તેને શ્રી રામે યુદ્ધમાં હણ્યો. ત્યારે

नारद उवाच ।

**देवदेव जगन्नाथ परमात्मन्सनातन ।**
**नारायणाखिलाधार विश्वसाक्षिन्नमोऽस्तु ते ॥३४॥**

(નારદજી સ્તુતિ કરતાં બોલ્યાઃ-) હે દેવોના દેવ! હે જગન્નાથ! હે પરમાત્મન્! હે સનાતન પુરુષ! હે નારાયણ! હે સર્વાધાર! હે વિશ્વ સાક્ષિન્! હું તમને નમસ્કાર કરૂં છું. ૩૪

**विशुद्धज्ञानरूपोऽपि त्वं लोकानतिवञ्चयन् ।**
**मायया मनुजाकारः सुखदुःखादिमानिव ॥३५॥**

તમે વસ્તુતાએ વિશુદ્ધ વિજ્ઞાનમય છો, તથાપિ પોતાની માયાવડે, સર્વ લોકોને મોહિત કરતા થકા, મનુષ્યનો અવતાર ધારણ કરીને, સુખી છતાં દુઃખી જેવા જણાઓ છો. ૩૫

**त्वं मायया गुह्यमानः सर्वेषां हृदि संस्थितः ।**
**स्वयंज्योतिः स्वभावस्त्वं व्यक्त एवामलात्मनाम् ॥३६॥**

તમારી માયાવડે ઢંકાઈને સર્વના હૃદયમાં (અન્તર્યામી રૂપે) તમે રહેલા છો; તમે સ્વયંપ્રકાશ સ્વરૂપ છો (છતાં) શુદ્ધ અન્તઃકરણવાળા પુરુષોને જ તમારો સાક્ષાત્કાર થાય છે. ૩૬

उन्मीलयन् सृजस्येतन्नेत्रे राम जगत्त्रयम् ।
उपसंह्रियते सर्वं त्वया चक्षुर्निमीलनात् ॥३७॥

હે રામ! તમે નેત્રો ખોલતાં આ ત્રિલોકીને રચો છો. અને નેત્રો મીંચી જાઓ છો ત્યારે એ સર્વનો લય થઈ જાય છે. ૩૭

यस्मिन्सर्वमिदं भाति यतश्चैतच्चराचरम् ।
यस्मान्न किंचिल्लोकेऽस्मिंस्तस्मै ते ब्रह्मणे नमः ॥३८॥

જેને વિષે આ સર્વ (ચરાચર જગત્) પ્રતીત થાય છે, અને જેનાથી (આ) ચરાચર જગતની ઉત્પત્તિ થાય છે, તથા જેનાથી ભિન્ન (જેના સિવાય) આ જગતમાં બીજું કંઈ નથી એવા આપ બ્રહ્મને હું નમસ્કાર કરું છું. ૩૮

प्रकृतिं पुरुषं कालं व्यक्ताव्यक्तस्वरूपिणम् ।
यं जानन्ति मुनिश्रेष्ठास्तस्मै रामाय ते नमः ॥३९॥

જેને મુનીશ્વરો પ્રકૃતિ, પુરુષ, કાળ તથા વ્યક્ત તેમજ અવ્યક્ત જાણે છે તે આપ શ્રી રામને હું નમસ્કાર કરું છું. ૩૯

विकाररहितं शुद्धं ज्ञानरूपं श्रुतिर्जगौ ।
त्वां सर्वजगदाकारमूर्तिं चाप्याह सा श्रुतिः ॥४०॥

વેદો આપને નિર્વિકાર, શુદ્ધ અને જ્ઞાન સ્વરૂપે વર્ણવે છે; તથા તેજ વેદ આપને સમસ્ત જગતરૂપ મૂર્તિમાન (વિરાટ્ સ્વરૂપ) પણ વર્ણવે છે. ૪૦

**विरोधो दृश्यते देव वैदिको वेदवादिनाम् ।**
**निश्चयं नाधिगच्छन्ति त्वत्प्रसादं विना बुधाः ॥४१॥**

હે દેવ! વેદવેત્તાઓને વૈદિક (વેદ-વચનોમાં) વિરોધ જોવામાં આવે છે; આપની કૃપાવિના વિદ્વાનો પણ (કોઈ એક) નિશ્ચય ઉપર આવતા નથી. ૪૧

**मायया क्रीडतो देव न विरोधो मनागपि ।**
**रश्मिजालं रवेर्यद्वद् दृश्यते जलवद् भ्रमात् ॥४२॥**
**भ्रान्तिज्ञानात्तथा राम त्वयि सर्वं प्रकल्प्यते ।**
**मनसोऽविषयो देव रूपं ते निर्गुणं परम् ॥४३॥**

હે દેવ! માયાવડે ક્રીડા કરતા એવા આપને વિષે (વેદ વચનોમાં દેખાતો) જરાપણ વિરોધ નથી; જેવી રીતે સૂર્યનાં કિરણોનો સમૂહ ભ્રાન્તિથી જળના જેવો દેખાય છે, તેવી રીતે હે રામ! આ સંપૂર્ણ જગત્ અજ્ઞાનને લીધે આપમાં કલ્પિત દેખાય છે. હે દેવ! આપનું (માયાથી) પર જે નિર્ગુણ સ્વરૂપ છે તે તો મનનો વિષય નથી. ૪૨-૪૩

**कथं दृश्यं भवेद्देव दृश्याभावे भजेत्कथम् ।**
**अतस्तवावतारेषु रूपाणि निपुणा भुवि ॥४४॥**
**भजन्ति बुद्धिसम्पन्नास्तरन्त्येव भवार्णवम् ।**
**कामक्रोधादयस्तत्र बहवः परिपन्थिनः ॥४५॥**

હે દેવ! (આપનું નિર્ગુણ સ્વરૂપ) આ સ્થૂળ નેત્રોથી કેવી રીતે જોઈ શકાય? અને દેખાય નહિ એવા સ્વરૂપનું ભજન (ધ્યાન) પણ કેવી રીતે થાય? એટલા માટે સંસારમાં બુદ્ધિમાન્ પુરુષો અવતારોથી ધારણ કરેલાં આપનાં રૂપો (મૂર્તિયો)નું ભજન કરે છે; (અને તે ભજનના પ્રભાવથી) બુદ્ધિમાન્ થએલા તે પુરુષો સંસારરૂપી સાગરને તરી જાય છે, પરન્તુ આપના ભજનમાં કામ, ક્રોધ વગેરે ઘણાં વિઘ્નો (શત્રુઓ)છે. ૪૪–૪૫

**भीषयन्ति सदा चेतो मार्जारा मूषकं यथा ।**
**त्वन्नाम स्मरतां नित्यं त्वद्रूपमपि मानसे ॥४६॥**
**त्वत्पूजानिरतानां ते कथामृतपरात्मनाम् ।**
**त्वद्भक्तसङ्गिनां राम संसारो गोष्पदायते ॥४७॥**

જેમ બિલાડાં ઉંદરોને બીવરાવે છે તેમ તે કામ-

ક્રોધાદિક ભક્તોનાં ચિત્તને સદા બીવરાવે છે. (પરન્તુ) જે પુરુષો પોતાના મનમાં નિત્ય આપના નામનું તથા રૂપનું સ્મરણ કરે છે, આપની પૂજા કરવામાં તત્પર રહે છે, આપની કથારૂપી અમૃતનું પાન કરે છે તથા આપના ભક્તોનો સંગ કરે છે તેમને તો હે રામ! આ સંસાર ગાયની ખરી જેવડો થઇ પડે છે અર્થાત્ સંસાર જો કે સમુદ્રની પેઠે તરવો મુશ્કેલ છે છતાં તે ગાયની ખરી જેવડો નાનો—તુચ્છ ભાસે છે. ૪૬—૪૭

× × × × ×

त्वमेव साक्षाज्जगतामधीशो
नारायणो लक्ष्मण एव शेषः ।
युवां धराभारनिवारणार्थं
जातौ जगन्नाटकसूत्रधारौ ॥६८॥

હે ભગવન્! આપ સાક્ષાત્ જગત્પતિ નારાયણ છો; અને લક્ષ્મણ શેષનો જ અવતાર છે. આપ બન્ને, સંસારરૂપી નાટકના સૂત્રધાર, પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતરેલા છો. ૬૮

प्रसंग ૯ મો.

યુદ્ધકાંડ. સર્ગ ૧૦. શ્લોક ૩૬-૬૦.

મંદોદરીને વિલાપ કરતી સાંભળીને રાવણે યજ્ઞ અધુરો મૂકયો અને તેને જ્ઞાનપૂર્વક સમજાવવા લાગ્યો.

रावण उवाच ।

दैवाधीनमिदं भद्रे जीवता किं न दृश्यते ।
त्यज शोकं विशालाक्षि ज्ञानमालम्ब्य निश्चितम् ॥३६॥

હે કલ્યાણિ! આ સુખ-દુઃખ દૈવને આધીન છે; જીવતો પ્રાણી શું શું જોતો નથી? (સુખ દુઃખ બધું જુવે છે.) હે વિશાળ નેત્રવાળિ! (જે ભાગ્યમાં છે તેને કોઈપણ ફેરવી શકતું નથી) એ નિશ્ચિત જ્ઞાનનો આશ્રય કરીને તું શોક (કરવો) છોડી દે. ૩૬

अज्ञानप्रभवः शोकः शोको ज्ञानविनाशकृत् ।
अज्ञानप्रभवाहन्धीः शरीरादिष्वनात्मसु ॥३७॥

આ શોક અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને જ્ઞાનનો નાશ કરે છે. શરીર વગેરે અનાત્મ પદાર્થોમાં "અહં બુદ્ધિ" એ પણ અજ્ઞાનથી જ થાય છે. ૩૭

तन्मूलः पुत्रदारादिसंबंधः संसृतिस्ततः ।
हर्षशोकभयक्रोधलोभमोहस्पृहादयः ॥३८॥

તે અહંબુદ્ધિથી પુત્ર, સ્ત્રી આદિ સાથે સંબંધ થાય છે અને તે સંબંધથી જન્મ–મરણરૂપ સંસાર તથા હર્ષ, શોક, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા વગેરે થાય છે. ૩૮

**अज्ञानप्रभवा ह्येते जन्ममृत्युजरादयः ।**
**आत्मा तु केवलः शुद्धो व्यतिरिक्तो ह्यलेपकः ॥३९॥**
**आनन्दरूपो ज्ञानात्मा सर्वभावविवर्जितः ।**
**न संयोगो वियोगो वा विद्यते केनचित्सतः ॥४०॥**

જન્મ, મરણ અને ઘડપણ આદિ અવસ્થા અજ્ઞાનથી થાય છે.

આત્મા તો એક માત્ર, શુદ્ધ, સર્વથી પૃથક્ તથા અસંગ આનન્દસ્વરૂપ, જ્ઞાનમય તથા સર્વ ભાવથી રહિત છે. એ સત્યસ્વરૂપ આત્માનો કોઈ વસ્તુ સાથે સંબંધ અથવા કોઈ વસ્તુથી વિયોગ થતો નથી. ૩૯–૪૦

**एवं ज्ञात्वा स्वमात्मानं त्यज शोकमनिन्दिते ।**
**इदानीमेव गच्छामि हत्वा रामं सलक्ष्मणम् ॥४१॥**

હે સુન્દરિ! તું તને પોતાને આવા (આત્મા સ્વરૂપ) જાણીને શોકનો ત્યાગ કર. હું હમણાં જ જાઉં છું અને લક્ષ્મણ સહિત રામને મારીને (પાછો આવીશ.) ૪૧

× × × × ×

રાવણનાં એ બધાં વચન સાંભળીને મન્દોદરી અતિશય દુઃખી થઇ રાવણને કહે છેઃ-

मन्दोदरी उवाच ।

शक्यो न राघवो जेतुं त्वया चान्यैः कदाचन ।
रामो देववरः साक्षात्प्रधानपुरुषेश्वरः ॥४५॥

મન્દોદરી કહે છેઃ-(હે પ્રભો!) રામને તમે અથવા બીજો કોઈ કદિપણ જીતી શકે તેમ નથી; દેવાધિદેવ રામચન્દ્ર પ્રકૃતિ તથા જીવોના નિયામક (ઈશ્વર) છે. ૪૫

मत्स्यो भूत्वा पुरा कल्पे मनुं वैवस्वतं प्रभुः ।
ररक्ष सकलापद्भ्यो राघवो भक्तवत्सलः ॥४६॥

ભક્તવત્સલ પ્રભુ શ્રી રામચન્દ્રે પૂર્વકલ્પમાં મત્સ્યાવતાર ધારણ કરીને વૈવસ્વત્ નામના મનુની સર્વ આપત્તિમાંથી રક્ષા કરી હતી. ૪૬

रामः कूर्मोऽभवत्पूर्वं लक्षयोजनविस्तृतः ।
समुद्रमथने पृष्ठे दधार कनकाचलम् ॥४७॥

એજ શ્રી રામે પૂર્વે સમુદ્રમથનના સમયમાં લાખ યોજનના વિસ્તારવાળું કાચબાનું રૂપ ધારણ કરીને પોતાની પીઠ ઉપર મન્દરાચળ પર્વતને ધારણ કર્યો હતો. ૪૭

हिरण्याक्षोऽतिदुर्वृत्तो हतोऽनेन महात्मना ।
क्रोडरूपेण वपुषा क्षोणीमुद्धरता क्वचित् ॥४८॥

આ મહાત્મા રઘુનાથે કોઇ એક વખતે પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે વરાહનો અવતાર લઇને મહા દુરાચરણી હિરણ્યાક્ષને મારી નાખ્યો હતો. ૪૮

त्रिलोककण्टकं दैत्यं हिरण्यकशिपुं पुरा ।
हतवान्नारसिंहेन वपुषा रघुनन्दनः ॥४९॥

આજ રઘુનાથે પૂર્વે નૃસિંહનું શરીર ધારણ કરીને ત્રણ લોકના શત્રુરૂપ દૈત્ય હિરણ્યકશિપુનો સંહાર કર્યો હતો. ૪૯

विक्रमैस्त्रिभिरेवासौ बलिं बद्ध्वा जगत्त्रयम् ।
आक्रम्यादात्सुरेन्द्राय भृत्याय रघुसत्तमः ॥५०॥

એ રઘુશ્રેષ્ઠે (વામન અવતાર લઇને) ત્રણ પગલાંથી ત્રણે લોકને માપી લઇને બળિરાજાને બાંધીને તે ત્રણે લોક પોતાના સેવક ઇન્દ્રને આપી દીધા હતા. ૫૦

राक्षसाः क्षत्रियाकारा जाता भूमेर्भरावहाः ।
तान्हत्वा बहुशो रामो भुवं जित्वा ह्यदान्मुनेः ॥५१॥

જ્યારે રાક્ષસોનો સમૂહ ક્ષત્રિયરૂપે ઉત્પન્ન થઇ પૃથ્વીને ભારરૂપ થઇ પડયો હતો ત્યારે એજ શ્રી રામ-

ચન્દ્રે પરશુરામ સ્વરૂપે અવતાર લઈ, અનેક વાર ક્ષત્રિયોને હણીને, પૃથ્વી (કશ્યપ) મુનિને દાનમાં આપી હતી. ૫૧

स एव सांप्रतं जातो रघुवंशे परात्परः ।
भवदर्थे रघुश्रेष्ठो मानुषत्वमुपागतः ॥५२॥

પ્રકૃતિથી પર એવા એજ પરમાત્મા હમણાં તમારે માટે જ (તમારો સંહાર કરવા) રઘુકુળમાં અવતર્યા છે અને મનુષ્યરૂપ થયા છે. ૫૨

× × × × ×

મન્દોદરીનાં વચન સાંભળી રાવણ તેને કહે છેઃ—

रामेण सह योत्स्यामि रामबाणैः सुशीघ्रगैः ।
विदार्यमाणो यास्यामि तद्विष्णोः परमं पदम् ॥५६॥

રામની સાથે હું યુદ્ધ કરીશ અને એમનાં શીઘ્રગામી બાણોથી વીંધાઈને તે વિષ્ણુ ભગવાનના પરમ પદને પામીશ. ૫૬

जानामि राघवं विष्णुं लक्ष्मीं जानामि जानकीम् ।
ज्ञात्वैव जानकी सीता मयानीता वनाद् बलात् ।
रामेण निधनं प्राप्य यास्यामीति परं पदम् ॥५७॥

શ્રી રામને હું સાક્ષાત્ વિષ્ણુ જાણું છું અને

જાનકીને હું ભગવતી લક્ષ્મી જાણું છું. રામના હાથથી મરીને પરમપદને પામીશ એ પ્રમાણે જાણ્યા પછી જ મેં જનકનન્દિની સીતાને વનમાંથી બળાત્કારે અહિં આણી છે. ૫૭

**विमुच्य त्वां तु संसाराद्गमिष्यामि सह प्रिये ॥५८॥**

હે પ્રિયે ! હું તને અહિં છોડીને (મારા હણાયલા બીજા રાક્ષસ વીરોની સાથે) સંસારમાંથી ચાલ્યો જઈશ. ૫૮

**परानन्दमयी शुद्धा सेव्यते या मुमुक्षुभिः ।**
**तां गतिं तु गमिष्यामि हतो रामेण संयुगे ॥५९॥**

મુમુક્ષુઓ જે પરમ આનન્દમય વિશુદ્ધ ગતિને સેવે (પામે) છે તેજ ગતિને યુદ્ધમાં રામના હાથથી હણાયેલો હું પ્રાપ્ત કરીશ. ૫૯

**प्रक्षाल्य कल्मषाणीह मुक्तिं यास्यामि दुर्लभाम् ॥६०॥**

અહિં મારાં સંપૂર્ણ પાપ કર્મોને સાફ કરી નાખીને દુર્લભ એવા મોક્ષ-પદને હું પામીશ. ૬૦





## પ્રસંગ ૧૦ મો.

યુદ્ધકાંડ. સર્ગ ૧૨. શ્લો. ૧૦-૨૭.

રાવણ હણાયો. તેને જોઇ મન્દોદરી આદિ રાણીઓ અને વિભીષણ પણ અતિ શોક કરવા લાગ્યાં. શ્રીરામે લક્ષ્મણને આજ્ઞા કરી કે વિભીષણને સમજાવો કે ભાઇના સંસ્કાર કરે અને મન્દોદરી આદિ રાવણની વહાલી રાણીઓને આમ પછાડ ખાઈ ખાઈને રોતી રોકે. એ આજ્ઞા સાંભળી લક્ષ્મણે મરેલા રાવણની પાસે, મરેલા જેવા પડેલા વિભીષણને બોધ કરવા માંડ્યો અને તેનો શોક દૂર કર્યો.

लक्ष्मण उवाच ।

यं शोचसि त्वं दुःखेन कोऽयं तव विभीषण ॥१०॥

લક્ષ્મણ કહે છે:—હે વિભીષણ! દુઃખથી તું જેનો શોક કરે છે તે તારે કોણ છે? અર્થાત્ તેની સાથે તારે શો સંબંધ છે? ૧૦

त्वं वास्य कतमः सृष्टेः पुरेदानीमतः परम् ।
यद्वत्तोयौघपतिताः सिकता यान्ति तद्वशाः ॥११॥
संयुज्यन्ते वियुज्यन्ते तथा कालेन देहिनः ।
यथा धानासु वै धाना भवन्ति न भवन्ति च ॥१२॥

(તથા) આ જન્મની પૂર્વે, હમણાં અને હવે પછી

તારે અને તેને શો સંબંધ? (કોઇ પણ જાતનો સંબંધ નહિ.) (૧) જેમ જળના પ્રવાહમાં પડેલી રેતી તે પ્રવાહને આધીન થઈને એકઠી મળે છે અને છૂટી પડી જાય છે તે પ્રમાણે કાળને આધીન રહેલા જીવો સમયપર એકઠા થાય છે અને સમયપર છૂટા પડી જાય છે; (વસ્તુતાએ કોઈને કોઇની સાથે સંબંધ નથી;) (૨) જેમ એક ધાન્યમાંથી બીજાં અનેક ધાન્યો ઉત્પન્ન થાય છે અને નાશ પામી જાય છે, ૧૧-૧૨

**एवं भूतेषु भूतानि प्रेरितानीशमायया।**
**त्वं चेमे वयमन्ये च तुल्याः कालवशोद्भवाः॥१३॥**

તેમ ઇશ્વરની માયા વડે પ્રેરાયલાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. (માત્ર તને જ ભાઈનો વિયોગ થયો છે એમ નથી, પરન્તુ) તું, હું અને આ બીજા છે તે બધા સરખા છીએ; અને કાળને આધીન છીએ. (એટલે એ બધાને પણ તારી પેઠે સંયોગ તથા વિયોગ થયો છે અને હવે પછી થશે.) ૧૩

**जन्ममृत्यू यदा यस्मात्तदा तस्माद्भविष्यतः।**
**ईश्वरः सर्वभूतानि भूतैः सृजति हन्त्यजः॥१४॥**
**आत्मसृष्टैरस्वतन्त्रैर्निरपेक्षोऽपि बालवत्।**
**देहेन देहिनो जीवा देहाद्देहोऽभिजायते॥१५॥**

જે સમયે અને જેનાથી પ્રાણીનો જન્મ તથા મૃત્યુ નિર્માણ થયાં છે, તે સમયે અને તેનાથી તે પ્રાણીનો જન્મ તથા મૃત્યુ થશે. તથા બાળકની માફક અજન્મા ઈશ્વર, (કેવળ વિનોદ માટે) પોતે ઉત્પન્ન કરેલાં પરાધીન પ્રાણીઓ (સ્ત્રી પુરુષો) દ્વારા સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે અને (વળી પાછા) તેમનો નાશ કરે છે. (માતા–પિતાના) દેહથી બીજા દેહની ઉત્પત્તિ થાય છે. અને એ દેહ (ની ઉપાધિ)ને લીધે "દેહી" કહેવાય છે. ૧૪–૧૫

**बीजादेव यथा बीजं देहान्य इव शाश्वतः ।**
**देहिदेहविभागोऽयमविवेककृतः पुरा ॥१६॥**

(હે વિભીષણ !) જેમ બીજથી (વૃક્ષની ઉત્પત્તિ થાય છે અને તે વૃક્ષથી) બીજની ઉત્પત્તિ થાય છે તેમ બીજા દેહોની ઉત્પત્તિ પણ અનાદિ કાળથી ચાલી આવે છે. (જ્યાં સુધી અવિદ્યા મટતી નથી, ત્યાં સુધી સંસાર–જન્મમરણ–નો પ્રવાહ ચાલ્યા જ કરે છે. અને જીવ તો દેહથી ભિન્ન છે તથા નિત્ય છે પરંતુ દેહના સંબંધને લઇને જીવાત્મા દેહી કહેવાય છે. વાસ્તવમાં) દેહ અને દેહીનો આ ભેદ (આજે કલ્પેલો નથી) અનાદિકાળથી અવિવેકથી કહેલો છે.૧૬

नानात्वं जन्मनाशश्च क्षयो वृद्धिः क्रिया फलम् ।
द्रष्टुराभान्त्यतद्धर्मा यथाग्नेर्दारुविक्रियाः ॥१७॥

લાકડું વાંકુચુકું હોવાથી બળતું હોય ત્યારે જેમ (લાકડામાં રહેલો અગ્નિ) જુદી જુદી રીતનો ભાસે છે; અને (અજ્ઞાની) અગ્નિને પણ વાંકોચુકો કહે છે–લાકડાના વિકારો અગ્નિમાં આરોપ કરે છે, તેમ સાક્ષી આત્મામાં, ભિન્નતા, જન્મ, મરણ, ક્ષય, વૃદ્ધિ, કર્મ તથા કર્મનાં ફળ, પ્રતીત થાય છે; (વસ્તુતાએ) એ ધર્મો આત્માના નથી. ૧૭

त इमे देहसंयोगादात्मना भान्त्यसद्ग्रहात् ।
यथा यथा तथा चान्यद्ध्यायतोऽसत्सदाग्रहात् ॥१८॥

ભેદ, જન્મ, મરણ આદિ ધર્મો, અન્તઃકરણના સંબંધને લીધે (અહંતા, મમતા આદિ) અસદ્બુદ્ધિ થવાથી, આત્માને છે એમ ભાસે છે. આત્મા સાથે દેહનો સંબંધ માનવાથી જે જે પ્રમાણે (આત્મામાં સત્યવત્) ભાસે છે તે પ્રમાણે સત્ય (આત્મા)નો નિશ્ચય કરી તેનું જ ધ્યાન કરતા રહેવાથી (તે ધર્મો આત્મામાં) અસત્ય ભાસે છે. ૧૮

प्रसुप्तस्यानहम्भावात्तदा भाति न संसृतिः ।
जीवतोऽपि तथा तद्वद्विमुक्तस्यानहंकृतेः ॥१९॥

જેમ ઉંઘી ગએલા પુરુષને અહંકાર, મમતા બુદ્ધિ હોતી નથી તેથી તેને સંસારની પ્રતીતિ થતી નથી તેમ અહંકાર રહિત જીવનમુક્ત પુરુષને (તત્ત્વજ્ઞાન થવાથી) જીવતાં છતાં સંસારની પ્રતીતિ થતી નથી.૧૯

**तस्मान्मायामनोधर्मं जह्यहम्ममताभ्रमम् ।**
**रामभद्रे भगवति मनो धेह्यात्मनीश्वरे ॥२०॥**
**सर्वभूतात्मनि परे मायामानुषरूपिणि ।**
**बाह्येन्द्रियार्थसंबंधात्त्याजयित्वा मनः शनैः ॥२१॥**

માટે (હે વિભીષણ!) માયાના વિકાર તેમજ ભ્રાન્તિરૂપ–અહંતા મમતારૂપ, મનના ધર્મનો ત્યાગ કરો અને બાહ્ય વિષયોમાંથી મનનો સંબંધ હઠાવી લઈ, તેને ધીમે ધીમે તમારા આત્મારૂપ સર્વના અન્તર્યામી, પરમેશ્વર, માયાવડે મનુષ્ય સ્વરૂપ ધારી ભગવાન્ રામચન્દ્રમાં સ્થિર કરો. ૨૦–૨૧

**तत्र दोषान्दर्शयित्वा रामानन्दे नियोजय ।**
**देहबुद्ध्या भवेद्भ्राता पिता माता सुहृत्प्रियः ॥२२॥**

દેહ બુદ્ધિથી ભાઈ, માતા, પિતા, મિત્ર અને પ્રિય સંબંધિયોની પ્રતીતિ થાય છે. (માટે ચિત્તને) તેમનામાં દોષ દર્શન કરાવીને તેને રામાનન્દમાં જોડી દો.૨૨

**विलक्षणं यदा देहाज्ज्ञानात्यात्मानमात्मना ।**
**तदा कः कस्य वा बन्धुर्भ्राता माता पिता सुहृद् २३**

જે સમયે (શુદ્ધ) અન્તઃકરણથી (મનુષ્ય) આત્માને દેહથી વિલક્ષણ જાણે છે તેજ સમયે, કોણ કોનો બંધુ, ભાઇ, માતા, પિતા તથા મિત્ર છે? ૨૩

**मिथ्याज्ञानवशाज्जाता दारागारादयः सदा ।**
**शब्दादयश्च विषया विविधाश्चैव संपदः ॥२४॥**
**बलं कोशो भृत्यवर्गो राज्यं भूमिः सुतादयः ।**
**अज्ञानजत्वात्सर्वे ते क्षणसंगमभंगुराः ॥२५॥**

સ્ત્રી ઘર વગેરેમાં સંબંધ, શબ્દાદિ વિષયો, અનેક પ્રકારની સંપત્તિ, સૈન્ય, ધનભંડાર, સેવક વર્ગ, રાજ્ય, ભૂમિ અને પુત્રો વગેરેમાં ભ્રાન્તિથી મમતા થાય છે. તે સર્વે અજ્ઞાનથી ઉત્પન્ન થએલાં હોવાને લીધે ક્ષણમાં પ્રાપ્ત થાય છે અને ક્ષણમાં નાશ પામે છે. ૨૪-૨૫

**अथोत्तिष्ठ हृदा रामं भावयन् भक्तिभावितम् ।**
**अनुवर्तस्व राज्यादि भुञ्जन्प्रारब्धमन्वहम् ॥२६॥**

માટે (હે વિભીષણ!) ઉઠો; ભક્તિપૂર્વક શ્રી રામનું હૃદયમાં ધ્યાન ધરતાં નિરન્તર પ્રારબ્ધ ભોગવતાં, રાજ્યાદિનું પાલન કરો. ૨૬

भूतं भविष्यदभजन् वर्तमानमथाचरन् ।
विहरस्व यथान्यायं भवदोषैर्न लिप्यसे ॥२७॥

(આ શું થઈ ગયું ? હવે પછી શું થશે ? એવા) ભૂત અને ભવિષ્યના વિચાર છોડી દઈને વર્તમાન દશામાં જે સુખદુઃખાદિ પ્રાપ્ત થાય તેમાં ન્યાય પ્રમાણે વિહાર કરો. એ પ્રમાણે વર્તવાથી તમે સંસારના દોષોથી લેપાશો નહી. ૨૭

પ્રસંગ ૧૧ મો.

યુદ્ધકાંડ. સર્ગ ૧૪. શ્લો. ૨૧-૩૧.

ચૌદ વર્ષ પૂરાં થયા પછી શ્રી રામ અયોધ્યા તરફ પાછા ફરતાં ભરદ્વાજ મુનિના આશ્રમમાં આવ્યા. તેમને પ્રણામ કરી, ભરત અને શત્રુઘ્નના કુશળ સમાચાર વિષે કંઈ સાંભળ્યું છે? એવું પૂછ્યું, ત્યારે ભરદ્વાજ મુનિએ તપના પ્રભાવથી જાણેલી ભરત, શત્રુઘ્ન તથા અયોધ્યાની સર્વ હકીકત કહી. પછી શ્રી રામનું વર્ણન કરવા માંડ્યું.

भरद्वाज उवाच ।

त्वं ब्रह्म परमं साक्षादादिमध्यान्तवर्जितः ।
त्वमग्रे सलिलं सृष्ट्वा तत्र सुप्तोऽसि भूतकृत् ॥२१॥

ભરદ્વાજ મુનિ કહે છેઃ-(હે રામ !) તમે આદિ, મધ્ય અને અન્તથી રહિત છો; સાક્ષાત્ પરબ્રહ્મ છો; સમસ્ત ભૂતોને ઉત્પન્ન કરનારા છો; સૌથી પહેલું

જળ ઉત્પન્ન કરીને તમે તેને વિષે શયન કર્યું હતું. ૨૧

**नारायणोऽसि विश्वात्मन्नराणामन्तरात्मकः ।**
**त्वन्नाभिकमलोत्पन्नो ब्रह्मा लोकपितामहः ॥२२॥**

હે વિશ્વના આત્મારૂપ! તમે નારાયણ* છો; મનુષ્યોના અન્તરાત્મા છો. તમારા નાભિકમળમાંથી સમસ્ત લોકોના પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા છે. ૨૨

**अतस्त्वं जगतामीशः सर्वलोकनमस्कृतः ।**
**त्वं विष्णुर्जानकी लक्ष्मीः शेषोऽयं लक्ष्मणाभिधः २३**

એટલા માટે તમે સર્વ જગતના ઈશ્વર છો તથા સર્વ લોકો તમને નમસ્કાર કરે છે. તમે વિષ્ણુ છો, જાનકી લક્ષ્મી છે; અને આ લક્ષ્મણ શેષનાગ છે. ૨૩

**आत्मना सृजसीदं त्वमात्मन्येवात्ममायया ।**
**न सज्जसे नभोवत्त्वं चिच्छक्त्या सर्वसाक्षिकः ॥२४॥**

તમે તમારી પોતાની માયાવડે જ તમારા પો-

---

*(૧) नर=પુરુષ. તેમાંથી ઉત્પન્ન થએલું नार જળ(પ્રકૃતિ) કહેવાય અને તે नार જેનું अयन(ઘર) છે તે **નારાયણ** કહેવાય છે.

(૨) नार=જીવોનો સમૂહ; તે જેનો अयन (આશ્રય) છે, તે **નારાયણ.**

(૩) नार=જીવોનો સમૂહ; તેનું अयन (પ્રવર્તવું) **જેનાથી** થાય તે **નારાયણ.**

તાના સ્વરૂપવિષે આ સર્વ જગતને સરજો છો; પરન્તુ આકાશની પેઠે તે જગતમાં તમે બંધાતા નથી; ચૈતન્ય શક્તિવડે તમે સર્વના સાક્ષી છો. ૨૪

**बहिरन्तश्च भूतानां त्वमेव रघुनन्दन ।**
**पूर्णोऽपि मूढदृष्टीनां विच्छिन्न इव लक्ष्यसे ॥२५॥**

હે રઘુનન્દન! તમે સર્વ પ્રાણીમાત્રની અંદર તથા બહાર રહેલા છો તથા પરિપૂર્ણ છો; (તો પણ) મૂઢ બુદ્ધિવાળાઓને પરિચ્છિન્ન (એક દેશી) જેવા જણાઓ છો. ૨૫

**जगत्त्वं जगदाधारस्त्वमेव परिपालकः ।**
**त्वमेव सर्वभूतानां भोक्ता भोज्यं जगत्पते ॥२६॥**

હે જગત્પતિ! તમે જ જગત્ છો; જગતના આધાર છો, તમેજ જગતના રક્ષક છો; સર્વ પ્રાણીઓમાં ભોક્તા પણ તમે જ છો; અને ભોગ ભોગવવાની વસ્તુ પણ તમે જ છો. ૨૬

**दृश्यते श्रूयते यद्यत्स्मर्यते वा रघूत्तम ।**
**त्वमेव सर्वमखिलं त्वद्विनान्यन्न किंचन ॥२७॥**

હે રઘુવંશમાં શ્રેષ્ઠ! જે જે દેખાય છે, સંભળાય છે, અથવા સ્મરણ કરાય છે તે સર્વ તમેજ છો. તમારા વિના બીજું કાંઈ લગાર પણ નથી. ૨૭

मायां सृजति लोकांश्च स्वगुणैरहमादिभिः ।
त्वच्छक्तिप्रेरिता राम तस्मात्त्वय्युपचर्यते ॥२८॥

હે રામ! તમારી શક્તિથી પ્રેરાયલી માયા પોતાના અહંકારાદિ ગુણોએ કરીને લોકોને રચે છે એટલા માટે (સેવક વગેરેએ કરેલું કાર્ય જેમ રાજાએ કરેલું ગણાય છે તેમ) આ જગતનું કર્તાપણું તમારે વિષે આરોપ કરાય છે. ૨૮

यथा चुम्बकसान्निध्याच्चलन्त्येवाय आदयः ।
जडास्तथा त्वया दृष्टा माया सृजति वै जगत् ॥२९॥

જેમ ચમકપહાણના સમીપપણાથી લોઢું વગેરે જડ પદાર્થો હાલે છે તે પ્રમાણે માયા આપની દૃષ્ટિ પડતાં જ જગતની રચના કરે છે. ૨૯

देहद्वयमदेहस्य तव विश्वं रिरक्षिषोः ।
विराट् स्थूलं शरीरं ते सूत्रं सूक्ष्ममुदाहृतम् ॥३०॥
विराजः संभवन्त्येते अवताराः सहस्रशः ।
कार्यान्ते प्रविशन्त्येव विराजं रघुनन्दन ॥३१॥

તમે દેહ રહિત અર્થાત્ નિરાકાર છો તો પણ જગતની રક્ષા કરવાની ઇચ્છાવાળા તમે બે દેહ ધારણ કરો છો. (તેમાં) સ્થૂળ શરીર "વિરાટ્" અને સૂક્ષ્મ શરીર "સૂત્ર" કહેવાય છે.(૩૦)તમારા વિરાટ્ શરીરમાંથી હજારો અવતારો થાય છે. હે રઘુનન્દન! કાર્યો કર્યા પછી પાછા તેઓ વિરાટ સ્વરૂપમાંજ પ્રવેશ કરે છે.

# ઉત્તરકાંડ.

## પ્રસંગ ૧ લો.

ઉત્તરકાંડ. સર્ગ ૨. શ્લો. ૬૩. ૭૧-૭૪.

અગસ્ત્ય ઋષિ, શ્રી રામજીની સભામાં અતિહર્ષથી રાવણ આદિની ઉત્પત્તિ કહી રહ્યા છે. તે રાવણાદિએ તપ કરી કેવાં કેવાં દુષ્કર્મો કર્યાં તે કહ્યા પછી, કહે છે કે લોકોને રંજાડનારા રાવણનો તમે, મેઘનાદનો લક્ષ્મણે તથા પર્વત જેવા શરીરવાળા કુંભકર્ણનો પણ તમોએ નાશ કર્યો છે. ૬૧-૬૨

भवान्नारायणः साक्षाज्जगतामादिकृद्विभुः ।
त्वत्स्वरूपमिदं सर्वं जगत्स्थावरजङ्गमम् ॥६३॥

(અગસ્ત્ય ઋષિ કહે છે:) તમે સાક્ષાત્ નારાયણ છો. જગતના આદિ કર્તા છો; વ્યાપક છો; આ સ્થાવર જંગમરૂપ સમસ્ત જગત્ તમારૂં જ સ્વરૂપ છે. ૬૩

× × × × ×

त्वया सृष्टमिदं सर्वं विश्वं स्थावरजङ्गमम् ।
त्वामाश्रित्यैव जीवन्ति सर्वे स्थावरजङ्गमाः ॥७१॥

સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્ તમે સર્જેલું છે અને તે સર્વ તમારો જ આશ્રય કરીને જીવે છે. ૭૧

त्वद्भक्तमखिलं वस्तु व्यवहारेऽपि राघव ।
क्षीरमध्यगतं सर्पिर्यथा व्याप्याखिलं पयः ॥७२॥

હે રાઘવ! દૂધમાં રહેલું ઘી જેમ બધા દૂધમાં વ્યાપીને રહેલું છે તેમ વ્યવહારમાં પણ સમસ્ત વસ્તુઓ તમારાથીજ વ્યાપ્ત છે. ૭૨

**त्वद्भासा भासतेऽर्कादि न त्वं तेनावभाससे ।**
**सर्वगं नित्यमेकं त्वां ज्ञानचक्षुर्विलोकयेत् ॥७३॥**

સૂર્ય, ચન્દ્ર વગેરે (સર્વ ગ્રહો) તમારા પ્રકાશથી પ્રકાશે છે; તમે તેનાથી પ્રકાશતા નથી. સર્વવ્યાપી, નિત્ય, અને એક સ્વરૂપ તમને જ્ઞાનદૃષ્ટિવાળો પુરુષ જોઈ શકે છે. ૭૩

**नाज्ञानचक्षुस्त्वां पश्येदन्धदृग् भास्करं यथा ।**
**योगिनस्त्वां विचिन्वन्ति स्वदेहे परमेश्वरम् ॥७४॥**

આંધળો જેમ સૂર્યને જોઈ શકતો નથી તેમ જ્ઞાનરૂપી નેત્રથી રહિત પુરુષ તમને જોઈ શકતો નથી. યોગી પુરુષો (અનાત્મ પદાર્થોનો બાધ કરવાવાળાં ઉપનિષદ્ વાક્યોથી અહર્નિશ) તમને—પરમેશ્વરને—પોતાના શરીરમાં શોધે છે. ૭૪

### પ્રસંગ ૨ જો.

ઉત્તરકાંડ. સર્ગ ૩. શ્લોક ૪૪-૫૩.

**શ્રી સનત્કુમારના મુખનીવાણી સાંભળીને રાવણે પરમાત્માના હાથે મરવાનો નિશ્ચય કર્યો. અગસ્ત્ય ઋષિ કહે છે કે હે રઘુનાથજી! મુનિવરે રાવણને કહ્યું કે તારી ઇચ્છા પૂર્ણ થશે. થોડા કાળ રાહ જો. એમ કહી ફરીથી**

सनत्कुमार उवाच ।

तस्य स्वरूपं वक्ष्यामि ह्यरूपस्यापि मायिनः ।
स्थावरेषु च सर्वेषु नदेषु च नदीषु च ॥४४॥

સનત્કુમાર કહે છેઃ–(હે રાવણ!) તે પરમાત્મા રૂપરહિત છે તોપણ તે માયાવીનાં (માયાથી ધારણ કરેલાં) રૂપો હું તને કહું છું. સર્વ સ્થાવર પદાર્થોમાં તથા નદો અને નદીઓમાં (વિષ્ણુ ભગવાનની સત્તા વ્યાપેલી છે.) ૪૪

ओङ्कारश्चैव सत्यं च सावित्री पृथिवी च सः ।
समस्तजगदाधारः शेषरूपधरो हि सः ॥४५॥

ૐકાર, સત્ય, સાવિત્રી તથા પૃથ્વી પણ તે પરમાત્માનું જ સ્વરૂપ છે. સર્વ જગતના આધારરૂપ શેષનો અવતાર ધરનારા પણ તેજ પરમાત્મા છે.૪૫

सर्वे देवाः समुद्राश्च कालः सूर्यश्च चन्द्रमाः ।
सूर्योदयो दिवारात्री यमश्चैव तथानिलः ॥४६॥
अग्निरिन्द्रस्तथा मृत्युः पर्जन्यो वसवस्तथा ।
ब्रह्मा रुद्रादयश्चैव ये चान्ये देवदानवाः ॥४७॥

સર્વે દેવો, સમુદ્રો, કાળ, સૂર્ય, ચન્દ્ર, સૂર્યનો ઉદયકાળ, દિવસ, રાત્રિ, યમ, પવન, અગ્નિ, ઈન્દ્ર, મૃત્યુ, મેઘ, વસુઓ, બ્રહ્મા અને રુદ્ર આદિ તથા બીજા દેવો અને દાનવો છે તે સર્વે પરમાત્મા જ છે.૪૬–૪૭

विद्योतते ज्वलत्येष पाति चात्तीति विश्वकृत् ।
क्रीडां करोत्यव्ययात्मा सोऽयं विष्णुः सनातनः॥४८

સમ્પૂર્ણ વિશ્વને રચવાવાળો "તેજ આ" વિષ્ણુ ભગવાન્ અવિકારી હોવા છતાં (પોતાની માયાને લીધે) અનેક જાતની ક્રીડાઓ કરે છે; (વીજળી થઈને) ઝબુકે છે; (અગ્નિ બનીને) પ્રજ્વલિત થાય છે; (વિષ્ણુ-રૂપે) રક્ષા કરે છે તથા (રુદ્ર રૂપે સર્વનો) સંહાર કરે છે: ૪૮

तेन सर्वमिदं व्याप्तं त्रैलोक्यं सचराचरम् ॥४९॥

આ સ્થાવર જંગમાત્મક ત્રણે લોક તેનાથી વ્યાપ્ત છે. ૪૯

× × × × ×

द्रष्टुं न शक्यते कैश्चिद्देवदानवपन्नगैः ।
यस्य प्रसादं कुरुते स चैनं द्रष्टुमर्हति ॥५१॥

તે ભગવાન્ કોઈ પણ દેવ, દાનવ તથા નાગથી દેખી શકાતા નથી; પણ જેના ઉપર તે પ્રસન્ન થાય છે તેજ તેનાં દર્શન કરી શકે છે. ૫૧

न च यज्ञतपोभिर्वा न दानाध्ययनादिभिः ।
शक्यते भगवान्द्रष्टुमुपायैरितरैरपि ॥५२॥

યજ્ઞ, તપ, દાન, અધ્યયન આદિ ઉપાયોથી તથા બીજા (એવા) ઉપાયોથી પણ વિષ્ણુ ભગવાનનાં દર્શન થઈ શકતાં નથી. ૫૨

तद्भक्तैस्तद्गतप्राणैस्तच्चित्तैर्धूतकल्मषैः ।
शक्यते भगवान्विष्णुर्वेदान्तामलदृष्टिभिः ॥५३॥

(પરન્તુ) જે વિષ્ણુના ભક્તો છે, તેમને વિષે પોતાનાં મન અને પ્રાણ જેમણે પરોવી દીધાં છે, અને તેમ કરવાથી જેઓનાં પાપ ધોવાઈ ગયાં છે તથા જેઓની દૃષ્ટિ વેદાન્ત શાસ્ત્રનું મનન કરવાથી નિર્મળ થએલી છે તેઓ વિષ્ણુ ભગવાનનાં દર્શન કરી શકે છે. ૫૩

પ્રસંગ ૩ જો.

ઉત્તરકાંડ. સર્ગ ૪. શ્લોક ૬૩

શ્રી રામચન્દ્રે વિજય નામના દૂતનું કહેવું સાંભળી તથા પોતાના મન્ત્રી વગેરે આપ્ત મનુષ્યોએ તે દૂતના વચનની સત્યતામાં સંમતિ આપી તેથી તેમણે મન્ત્રી વગેરે આપ્તજનોને વિદાય કરી, લક્ષ્મણને બોલાવીને કહ્યું "હે ભાઇ! મારા ઉપર સીતાને લીધે મોટો લોકાપવાદ આવી લાગ્યો છે; માટે તું કાલે જ પ્રભાતમાં સીતાને રથમાં બેસાડીને વાલ્મીકિ મુનિના આશ્રમની પાસે મૂકીને અહિં ચાલ્યો આવજે. (૫૧–૫૬). સીતાને વનમાં મોકલ્યા પછી

रामोऽपि सीतारहितः परात्मा
विज्ञानदृक्केवल आदिदेवः ।
सन्त्यज्य भोगानखिलान्विरक्तो
मुनिव्रतोऽभून्मुनिसेविताङ्घ्रिः ॥६३॥

અયોધ્યામાં સીતાવિયોગી, આદિદેવ અને જ્ઞાન-દષ્ટિરૂપ પરમાત્મા શ્રી રામચન્દ્ર જેમના ચરણનું મુનિયો સેવન કરે છે (તથા જે પોતે મુનિના ચરણનું સેવન કરે છે) તે પણ, સર્વ ભોગોને તજી દઈ, વિરક્ત થઈને મુનિના સરખાં વ્રતને ધારણ કરીને રહ્યા. ૬૩

[સર્વ વ્યાપક રામને સીતા (પ્રકૃતિ) એ દાશરથિ બનાવ્યા હતા. સીતા (પ્રકૃતિ) ની ઉપાધિ જતી રહેતાં આત્મ-પ્રાપ્તિ માટે તે દાશરથિ રામ પાછા મુનિ થયા. પ્રકૃતિના સંબંધથી પરમેશ્વર નામ પડયું. પ્રકૃતિ જતાં પોતે પૂર્ણ સ્વરૂપ હતા તેવાજ રહ્યા.

ઘટાકાશને બનાવનાર ઘટ હતો. ઘટ ઉપાધિ જતી રહેતાં ઘટાકાશ મટી ગયું. મહાકાશ હતું તેજ રહ્યું:

જીવાત્મા બનાવનાર અવિદ્યા હતી. જ્ઞાને કરી અજ્ઞાન જતું રહેતાં જીવભાવ મટી ગયો. શુદ્ધ આત્મસ્વરૂપ હતું તેજ રહ્યું.]

## પ્રસંગ ૪ થો.

ઉત્તરકાંડ. સર્ગ ૬. શ્લો. ૪૦–૫૬

વાલ્મીકિ મુનિ સમાધિમાંથી નિવૃત્ત થયા પછી એકાંત પ્રદેશમાં શાંતપણે બેઠા હતા. તે સમયે વાર્તા કરતાં કુશે પોતાના ગુરુ વાલ્મીકિને જ્ઞાનશાસ્ત્ર વિષે પ્રશ્ન કર્યો કે હે ભગવન્! હું આપની પાસેથી સંક્ષેપમાં સર્વ જ્ઞાન શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું. હે મહારાજ! પ્રાણીને સંસારરૂપી દઢ બંધન થવાનું કારણ શું છે? તથા પ્રાણી સંસારના દઢ બંધનથી કેવી રીતે છૂટી શકે? તે વાત, હે સર્વજ્ઞ મુનિ! મને, શિષ્યને કહો. ૩૭–૩૯

वाल्मिकि रुवाच ।

श्रृणु वक्ष्यामि ते सर्वं संक्षेपाद्बन्धमोक्षयोः ।
स्वरूपं साधनं चापि मत्तः श्रुत्वा यथोदितम् ॥४०॥
तथैवाचर भद्रं ते जीवन्मुक्तो भविष्यसि ।
देह एव महागेहमदेहस्य चिदात्मनः ॥४१॥

વાલ્મીકિ મુનિ કહે છે:-હે પુત્ર! હું તને બંધનનું અને મોક્ષનું સંપૂર્ણ સ્વરૂપ તથા સાધન, સંક્ષેપમાં કહું છું તે તું મારી પાસેથી શ્રવણ કર અને સાંભળીને મેં જે પ્રમાણે કહ્યું હોય તે જ પ્રમાણે તું આચરણ કર; તારું કલ્યાણ થશે; અને તું જીવન્મુક્ત થઈશ.

દેહરહિત ચેતન આત્માનું મોટું ઘર આ શરીર જ છે. ૪૦-૪૧

[ખરી રીતે આત્મા તો દેહ રહિત છે. તો પણ મનુષ્ય જેમ ઘરમાં રહે છે તેમ આત્મા શરીરરૂપી ઘરમાં રહે છે. અને ઘરના ધણીને જેમ ઘરની સાથે તાદાત્મ્ય સંબંધ નથી, તેમ આત્માને પણ શરીરની સાથે તાદાત્મ્ય સંબંધ નથી. અર્થાત્ આત્મા શરીરરૂપ નથી; પરન્તુ તેનાથી ભિન્ન છે. ૪૦-૪૧]

तस्याहंकार एवास्मिन्मन्त्री तेनैव कल्पितः ।
देहगेहाभिमानं स्वं समारोप्य चिदात्मनि ॥४२॥
तेन तादात्म्यमापन्नः स्वचेष्टितमशेषतः ।
विदधाति चिदानन्दे तद्वासितवपुः स्वयम् ॥४३॥

(તે ચૈતન્યરૂપ આત્માના આ દેહરૂપી રહેવાના)

ઘરમાં તેણે જ કલ્પેલો અહંકાર રૂપી તેનો મન્ત્રી છે. તે અહંકાર પોતાના દેહરૂપી સ્થાનનું ("આ તો મારું છે" એવી જાતનું) અભિમાન ચૈતન્યરૂપ આત્મામાં આરોપણ કરીને, તે આત્મા સાથે એકરૂપ થઈને, પોતાની સર્વ ચેષ્ટા (વ્યાપાર), ચૈતન્યરૂપ આત્મામાં આરોપણ કરે છે. તે અહંકારથી વ્યાપ્ત થએલો દેહી (જીવાત્મા). ૪૨–૪૩

**तेन संकल्पितो देही संकल्पनिगडावृतः ।**
**पुत्रदारगृहादीनि संकल्पयति चानिशम् ॥४४॥**

તે અહંકારવડે દેહનું અભિમાન ધરીને (જીવાત્મા) સંકલ્પોરૂપી બેડીઓથી કેદી થઈને રાત દહાડો પુત્ર, સ્ત્રી, ઘર વગેરેના સંકલ્પ–વિકલ્પ કર્યા કરે છે. ૪૪

**संकल्पयन्स्वयं देही परिशोचति सर्वदा ।**
**त्रयस्तस्याहमो देहा अधमोत्तममध्यमाः ॥४५॥**

તે દેહાભિમાની આત્મા સંકલ્પોથી પોતે રાત દહાડો શોક કર્યા કરે છે; તે અહંકારના ત્રણ દેહ છે અધમ, ઉત્તમ અને મધ્યમ. ૪૫

[સંકલ્પો=ઇચ્છિત પદાર્થને પ્રાપ્ત કરવા; તે પ્રાપ્ત થયા પછી તે નાશ ન પામે એવા મનમાં થતા વિચારો. ૪૫]

तमःसत्त्वरजःसंज्ञा जगतः कारणं स्थितेः ।
तमोरूपाद्धि संकल्पान्नित्यं तामसचेष्टया ।
अत्यन्तं तामसो भूत्वा कृमिकीटत्वमाप्नुयात् ॥४६॥

તે(દેહો)નાં તમો, સત્ત્વ અને રજો એવાં નામ છે. અને તે ત્રણે (ગુણ) જગતની સ્થિતિમાં કારણ છે. તમોગુણી સંકલ્પ કરવાથી(અજ્ઞાન વડે પશુઓના જેવી) નિત્ય તામસી ચેષ્ટા કરવાથી, પુરુષ અત્યન્ત તામસી બની જઈને કીડી, મંકોડી આદિ યોનિયોમાં જન્મ ધારણ કરે છે. ૪૬

सत्त्वरूपो हि संकल्पो धर्मज्ञानपरायणः
अदूरमोक्षसाम्राज्यः सुखरूपो हि तिष्ठति ॥४७॥

જ્યારે સાત્ત્વિક સંકલ્પવાળો થાય છે ત્યારે તે પુરુષ ધર્મ તથા જ્ઞાનમાં જ પરાયણ થાય છે. તેથી મોક્ષરૂપી સામ્રાજ્યની પાસે તે સુખપૂર્વક વસે છે.૪૭

रजोरूपो हि संकल्पो लोके स व्यवहारवान् ।
परितिष्ठति संसारे पुत्रदारानुरंजितः ॥४८॥

રજોગુણપ્રધાન સંકલ્પવાળો તે પુરુષ વ્યવહાર-કુશળ બને છે તથા (આ) લોકમાં પુત્ર, સ્ત્રી વગેરેમાં આસક્ત થાય છે. ૪૮

त्रिविधं तु परित्यज्य रूपमेतन्महामते ।
संकल्पं परमाप्नोति पदमात्मपरिक्षये ॥४९॥

પરન્તુ હે મોટી બુદ્ધિવાળા ! જે મનુષ્ય આ ત્રણે પ્રકારના સંકલ્પોને છોડી દે છે, તેના ચિત્તનો લય થવાથી તેને પરમ પદની પ્રાપ્તિ થાય છે. ૪૯.

**दृष्टीः सर्वाः परित्यज्य नियम्य मनसा मनः ।**
**सबाह्याभ्यन्तरार्थस्य संकल्पस्य क्षयं कुरु ॥५०॥**

માટે સંપૂર્ણ (ઇન્દ્રિયોના વિષયો સંબંધી) વિચારોનો ત્યાગ કરીને, ( શુદ્ધ ) મનદ્વારા (વિષયાસક્ત ) મનને નિયમમાં રાખીને, બહાર તથા અંદરના વિષયોના સંકલ્પોનો નાશ કર. ૫૦

**यदि वर्षसहस्राणि तपश्चरसि दारुणम् ॥५१॥**
**पातालस्थस्य भूस्थस्य स्वर्गस्थस्यापि तेऽनघ ।**
**नान्यः कश्चिदुपायोऽस्ति संकल्पोपशमादृते ॥५२॥**

હે નિષ્પાપકુશ ! પાતાળમાં, પૃથિવી ઉપર અથવા સ્વર્ગમાં રહીને તું હજારો વર્ષો સુધી કઠોર તપ કરીશ તો પણ સંકલ્પનો નાશ કર્યા વિના મોક્ષ મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી. ૫૧-૫૨

**अनाबाधेऽविकारे स्वे सुखे परमपावने ।**
**संकल्पोपशमे यत्नं पौरुषेण परं कुरु ॥५३॥**

( એટલા માટે ) દુઃખરહિત, નિર્વિકાર, સ્વાનન્દ સ્વરૂપ તથા પરમ પવિત્ર એવી સંકલ્પશાન્તિ પ્રાપ્ત કરવા પુરુષાર્થવડે મહાન્ યત્ન કર. ૫૩

संकल्पतन्तौ निखिला भावाः प्रोताः किलानघ।
छिन्ने तन्तौ न जानीमः क्व यान्ति विभवाः पराः ॥५४॥

હે પાપ રહિત કુશ! સકળ પદાર્થો સંકલ્પરૂપી સૂત્રમાં પરોવાયલા છે; એ સંકલ્પરૂપી સૂત્ર તૂટી જાય છે ત્યારે તે સર્વે વૈભવો ક્યાં જતા રહે છે તે આપણે જાણતા નથી. ૫૪

निःसंकल्पो यथाप्राप्तव्यवहारपरो भव।
क्षये संकल्पजालस्य जीवो ब्रह्मत्वमाप्नुयात् ॥५५॥

(માટે) સર્વ સંકલ્પ–વિકલ્પોનો ત્યાગ કરીને પ્રારબ્ધ અનુસાર જે વ્યવહાર પ્રાપ્ત થાય તે વ્યવહાર પરાયણ થા. એ રીતે જ્યારે સંકલ્પરૂપી જાળનો નાશ થાય છે ત્યારે (આ) જીવને બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે. ૫૫

अधिगतपरमार्थतामुपेत्य
प्रसभमपास्य विकल्पजालमुच्चैः।
अधिगमय पदं तदद्वितीयं
विततसुखाय सुषुप्तचित्तवृत्तिः ॥५६॥

(હે કુશ!) હઠથી સંપૂર્ણ વિકલ્પ જાળને તજી દઈને તથા પરમાર્થ ભાવને પ્રાપ્ત થઈને, અર્થાત્ બ્રહ્મતત્ત્વ જાણીને, અખંડ આનન્દની પ્રાપ્તિ માટે, સકળ વિષય રહિત એક બ્રહ્માકાર ચિત્તવૃત્તિ જેની થએલી છે એવા તમે, તે અદ્વિતીય એક બ્રહ્મપદને પ્રાપ્ત થાઓ. ૫૬



# श्री रामगीता ॥

(ગુજરાતી અર્થ સહિત.)

उपोद्घात ।

ततो जगन्मंगलमंगलात्मना
विधाय रामायणकीर्तिमुत्तमाम् ।
चचार पूर्वाचरितं रघूत्तमो
राजर्षिवर्यैरभिसेवितं यथा ॥१॥

શ્રી મહાદેવ કહે છેઃ—હે પાર્વતિ! ત્યારપછી રઘુ-વંશમાં શ્રેષ્ઠ શ્રી રામચન્દ્ર જગતના કલ્યાણમાટે ધારણ કરેલા પોતાના દિવ્ય(મંગળ) દેહ વડે (શ્રવણ કરનારાઓને મોક્ષરૂપી ફળ દેનારી તથા વાલ્મીકિ આદિએ રચેલી અનેક)રામાયણો,(તથા દુષ્ટ રાવણનો વધ વગેરે પોતાની) ઉત્તમ કીર્તિની સ્થાપના (વિસ્તાર) કરીને, (સીતાનો ત્યાગ કર્યા પછી) પૂર્વકાળમાં (પોતાના પૂર્વજ ઈક્ષ્વાકુ વગેરે) શ્રેષ્ઠ રાજર્ષિયોએ જે પ્રમાણે(પ્રજાપાલન અને ધર્મ) આચરણ વગેરે કર્યું હતું તે પ્રમાણે (સદાચારનું આચરણ) કરવા લાગ્યા. ૧

सौमित्रिणा पृष्ट उदारबुद्धिना
रामः कथाः प्राह पुरातनीः शुभाः ।
राज्ञः प्रमत्तस्य नृगस्य शापतो
द्विजस्य तिर्यक्त्वमथाह राघवः ॥२॥

(એક સમયે) ઉદાર બુદ્ધિવાળા લક્ષ્મણે પ્રશ્ન કરવાથી શ્રી રામચન્દ્ર (ધર્મનો નિર્ણય કરનારી) પ્રાચીન (રાજાઓની) પવિત્ર કથાઓ કહેતા હતા. (તે પ્રસંગે) બ્રાહ્મણના શાપથી પ્રમાદી નૃગ રાજાને તિર્યગ યોનિ પ્રાપ્ત થઈ તે (વૃત્તાન્ત) રામચન્દ્રે કહ્યું. ૨

[ એક દિવસે નૃગ રાજાએ એક બ્રાહ્મણને દાનમાં આપેલી ગાયોમાંથી એક ગાય પાછી આવીને નૃગ રાજાની ગાયોના ટોળામાં પાછી પેસી ગઈ. એ બિના ન જાણતા હોવાથી નૃગ રાજાએ બીજે દિવસે એક અયાચિ બ્રાહ્મણને તે ગાય દાનમાં આપી. પછી તે બન્ને બ્રાહ્મણોએ નૃગરાજાની પ્રાર્થના સાંભળી નહિ, પરંતુ તે બ્રાહ્મણોએ નૃગ રાજાને "કાચંડો થા" એવો શાપ આપ્યો. ( વાંચો. શ્રીમદ્ ભાગવત સ્કં૦ ૧૦ અ૦ ૬૪)

આ આખ્યાનથી એમ સૂચવ્યું કે અજાણતાં પણ જો બ્રાહ્મણનું ધન લેવાય તો પરમ ધાર્મિક નૃગ રાજાના જેવી દશા થાય છે. ] ૨

कदाचिदेकान्त उपस्थितं प्रभुं
रामं रमालालितपादपंकजम् ।
सौमित्रिरासादितशुद्धभावनः
प्रणम्य भक्त्या विनयान्वितोऽब्रवीत् ॥३॥

એક દિવસે એકાન્તમાં બેઠેલા અને લક્ષ્મીજી જેમના ચરણ કમળની સેવા કરી રહ્યાં છે એવા શ્રી રામચન્દ્રજીની પાસે શુદ્ધ વિચાર (અન્તઃકરણ) વાળા લક્ષ્મણજી આવ્યા; (તથા ગુરુબુદ્ધિથી તેમને) ભક્તિ-પૂર્વક પ્રણામ કરીને નમ્ર ભાવથી બોલ્યાઃ ૩

श्री लक्ष्मण उवाच ॥

त्वं शुद्धबोधोऽसि हि सर्वदेहिना-
मात्मास्यधीशोऽसि निराकृतिः स्वयम्।
प्रतीयसे ज्ञानदृशां महामते
पादाब्जभृंगाहितसंगसंगिनाम् ॥४॥

લક્ષ્મણજી કહે છે:—હે મહા બુદ્ધિમાન્! આપ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છો; સર્વ પ્રાણીઓના 'આત્મા' છો, સર્વના ઈશ્વર (નિયંતા) તથા (જીવોની પેઠે કર્માધીન) દેહથી રહિત છો; (આવા આપના સ્વરૂપને સાધારણ મનુષ્યો જાણી શકતા નથી પણ)જેમનાં ચિત્ત તમારા ચરણ કમળમાં

ભમરાઓની પેઠે લાગી રહેલાં છે એવા આપના ભક્તોનો સંગ કરનારા, તથા જ્ઞાનયુક્ત (વિવેક) દૃષ્ટિ-વાળા આપના (આવા) સ્વરૂપને જાણે છે. ૪

**अहं प्रपन्नोऽस्मि पदाम्बुजं प्रभो**
**भवापवर्गं तवयोगि भावितम् ।**
**यथाञ्जसाज्ञानमपारवारिधिं**
**सुखं तरिष्यामि तथानुशाधि माम् ॥५॥**

હે પ્રભુ! (સંસારમાંથી છૂટવા માટે) યોગિયોએ ધ્યાન કરાતાં અને સંસાર બન્ધનથી મુક્ત કરવાવાળાં, તમારાં ચરણ કમળને હું શરણે આવ્યો છું. માટે જેના વડે અજ્ઞાનરૂપી અપાર સમુદ્રને હું સુખપૂર્વક તરી જાઉં તેવો ઉપદેશ આપ મને આપો. ૫

ઉપદેશનો આરમ્ભ.

**श्रुत्वाथ सौमित्रिवचोऽखिलं तदा**
**प्राह प्रपन्नार्तिहरः प्रसन्नधीः ।**
**विज्ञानमज्ञानतमः प्रशान्तये**
**श्रुतिप्रपन्नं क्षितिपालभूषणः ॥६॥**

લક્ષ્મણનાં એ બધાં વચનો સાંભળીને, શરણે આવેલાની સંસાર–પીડાને હરનાર, રાજાઓને વિષે ભૂષણરૂપ તથા પ્રસન્ન ચિત્તવાળા શ્રી રામચન્દ્રજી,

સાંભળવા માટે ઉત્સુક એવા લક્ષ્મણને, તેના અજ્ઞાનરૂપી અન્ધકારનો નાશ કરવા માટે, તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યા. ૬

श्री राम उवाच ।

आदौ स्ववर्णाश्रमवर्णिताः क्रियाः
कृत्वा समासादितशुद्धमानसः ।
समाप्य तत्पूर्वमुपात्तसाधनः
समाश्रयेत्सद्गुरुमात्मलब्धये ॥७॥

(ગુરુનું શરણ.)

શ્રી રામ કહે છેઃ–(મુમુક્ષુ પુરુષે) પ્રથમ પોતાના વર્ણ અને આશ્રમ માટે (શાસ્ત્રોમાં) બતાવેલી (નિત્ય, નૈમિત્તિક તથા યજ્ઞ, દાન વગેરે) ક્રિયાઓ કરીને, અન્તઃકરણ શુદ્ધ કરવું; (તે ક્રિયાઓ કરતી વખતે જ) શમ, દમ આદિ સાધન કરી લેવાં; (અને ચિત્ત શુદ્ધિ થયા) પછી તે તે કર્મો કરવાં છોડી દઈ, આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે સદ્ગુરુને શરણે જવું. ૭

[ આ શ્લોકમાં કર્મનું બહિરંગપણું અને શમ દમ આદિનું અન્તરંગપણું સ્પષ્ટ જણાવ્યું. વળી શમ, દમ અને વૈરાગ્ય દૃઢ થાય ત્યાં સુધી કર્મ આદિ કરવાં. પરન્તુ તે સિદ્ધ થયા પછી કર્માદિકને સમાપ્ત કરવાં–છોડી દેવાં. પછી શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવા સદ્ગુરુનું સેવન કરવું. અહિં એવું સૂચન

છે કે પોતાની મેળે પોતે વાક્યાર્થનો વિચાર કરે તો તે કદિ ફળદાયક થતો નથી. ] ૭

જ્ઞાન તથા કર્મની મીમાંસાઃ-

क्रिया शरीरोद्भवहेतुरादृता
प्रियाप्रियौ तौ भवतः सुरागिणः ।
धर्मेतरौ तत्र पुनः शरीरकं
पुनः क्रिया चक्रवदीर्यते भवः ॥८॥

( પૂર્વ જન્મમાં પ્રેમપૂર્વક કરેલી ) ક્રિયા અર્થાત્ કર્મ આ શરીરની ઉત્પત્તિના કારણરૂપ છે. તે શરીરમાં રાગવાળાથી ઇષ્ટ અને અનિષ્ટ એવા બન્ને પ્રકારની ક્રિયાઓ થાય છે; તે ક્રિયાઓથી ધર્મ અને અધર્મની પ્રાપ્તિ થાય છે; અને તે ધર્મ, અધર્મ ( પુણ્ય–પાપ ) થી ફરી બીજું શરીર મળે છે. વળી તે શરીરથી ( જીવ ફરી ) કર્મ કરે છે. આ પ્રમાણે ચક્રની પેઠે સંસાર ફર્યા કરે છે. ૮

[ ગાડીનાં પૈડાંનો ઉપરનો ભાગ કોઈ વાર નીચે આવે છે અને કોઇ વાર નીચેનો ભાગ ઉપર આવે છે. તેમ આ સંસાર-ચક્રમાં ભટકતો જીવ પણ કોઇવાર પુણ્યના પ્રતાપથી ઉપરના લોકોમાં જાય છે અને કોઇવાર પાપકર્મોના ઉદયથી નીચેના લોકોમાં જાય છે ૮. ]

अज्ञानमेवास्य हि मूलकारणं
तद्धानमेवात्र विधौ विधीयते ।
विद्यैव तन्नाशविधौ पटीयसी
न कर्म तज्जं सविरोधमीरितम् ॥९॥

આ સંસારનું મૂળ કારણ અજ્ઞાન જ છે. અને આ ( શાસ્ત્રીય ) વિધિ વાક્યોમાં તે અજ્ઞાનનો નાશ જ ( સંસારની નિવૃત્તિ કરવા માટે ) સાધનરૂપ થઈ પડે છેઃ અર્થાત્ સંસારની નિવૃત્તિ કરવા માટે અજ્ઞાનનો નાશ કરવો જ જોઈએ. અજ્ઞાનનો નાશ કરવામાં માત્ર બ્રહ્મવિદ્યા ( જ્ઞાન ) જ સમર્થ છે. (પરન્તુ સકામ) કર્મ સમર્થ (થઈ શકતાં) નથી. કર્મ અજ્ઞાનથી (ઉત્પન્ન)થાય છે. (હવે) અજ્ઞાનથી ઉત્પન્ન થનારું જે કર્મ તેને અજ્ઞાનનું વિરોધી કહ્યું છે, તો તે કર્મ અજ્ઞાનનું નાશ કરનાર થઈ શકે નહિં. ૯

[ કર્મોની ઉત્પત્તિ અજ્ઞાનથી થાય છે તેથી કર્મનો અને અજ્ઞાનનો પરસ્પર વિરોધ નથી. જેને જેની સાથે વિરોધ હોય છે તેજ તેનો નાશ કરી શકે છે. જ્ઞાન (બ્રહ્મવિદ્યા) અને અજ્ઞાનને પરસ્પર વિરોધ છે તેથી જ્ઞાન, અજ્ઞાનનો નાશ કરી શકે છે ૯.]

नाज्ञानहानिर्न च रागसंक्षयो
भवेत्ततः कर्म सदोषमुद्भवेत् ।

ततः पुनः संसृतिरप्यवारिता
तस्माद्बुधो ज्ञानविचारवान्भवेत् ॥१०॥

(કર્મનો અને અજ્ઞાનનો પરસ્પર વિરોધ ન હોવાથી) કર્મો કરવાથી અજ્ઞાનનો નાશ થતો નથી, તેમ વિષયાસક્તિ પણ દૂર થતી નથી; પરન્તુ કર્મ કરવાથી તો ક્ષણભંગુર ફળ આપનારું અને દોષવાળું કર્મ જ ઉત્પન્ન થાય છે. તે કર્મથી ફરી પાછો સંસાર અર્થાત્ જન્મમરણ થાય છે. માટે બુદ્ધિવાન્ પુરુષે વેદાંત શાસ્ત્રો (જ્ઞાન) નો જ વિચાર કર્યા કરવો. ૧૦

[કેટલાએક સમુચ્ચયવાદી આચાર્યોનો એવો મત છે કે જ્ઞાન તથા કર્મ, એ બન્ને એકઠાં મળીને મુક્તિ આપે છે. કેવળ જ્ઞાનથી અથવા કેવળ કર્મથી પણ મુક્તિ મળતી નથી. એ મત શ્લો. ૧૧–૧૩ માં શ્રી રામચન્દ્ર પ્રથમ દર્શાવે છે.]

સમુચ્ચયવાદીની શંકા

ननु क्रिया वेदमुखेन नोदिता
तथैव विद्या पुरुषार्थसाधनम् ।
कर्तव्यता प्राणभृतः प्रनोदिता
विद्यासहायत्वमुपैति सा पुनः ॥११॥

જેમ વેદ, જ્ઞાનને (મોક્ષરૂપી પરમ) પુરુષાર્થનું

સાધન કહે છે, તેમ કર્મ પણ મનુષ્યોએ (જીવતાં સુધી) કરવાં જ એવી વેદ પ્રેરણા કરેલી છે. માટે તે ક્રિયા જ્ઞાનને સહકારી બને છે. ૧૧

[જો કર્મ કરવામાં ન આવે તો ચિત્તશુદ્ધિ થાય નહી અને તે વિના જ્ઞાન પણ થાય નહી. એટલા માટે કર્મ સહિત જ્ઞાન મોક્ષ આપી શકે છે.

દ્દષ્ટાંતઃ-(૧) જેવી રીતે ઘટને ઉત્પન્ન કરવામાં દંડ ચક્ર વગેરેની પરસ્પર સહાય છે તેમ ક્રિયા જ્ઞાનની સહાયક છે.

(૨) પક્ષી જેમ બે પાંખવડે આકાશમાં ઉડી શકે છે, તેમજ જીવને પણ જ્ઞાન અને કર્મવડે સનાતન એવા બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ૧૧ ]

कर्माकृतौ दोषमपि श्रुतिर्जगौ
तस्मात्सदा कार्यमिदं मुमुक्षुणा ।
ननु स्वतन्त्रा ध्रुवकार्यकारिणी
विद्या न किंचिन्मनसाप्यपेक्षते ॥१२॥

(તેમજ) જે પુરુષો (વેદોક્ત) કર્મ નથી કરતા તેમને દોષ લાગે છે એમ શ્રુતિ બતાવે છે; તેથી મુમુક્ષુ પુરુષે સદા કર્માનુષ્ઠાનપૂર્વક જ્ઞાન મેળવવું જોઈએ. ૧૨

[અહિં સિદ્ધાંતી શંકા કરે છેઃ નિશ્ચળ એવા પરમપુરુષા-

થંરૂપી મોક્ષને સંપાદન કરનારી વિદ્યા (જ્ઞાન) સ્વતન્ત્ર છે. તેને મનથી પણ બીજા કોઇની સહાયતાની આવશ્યકતા નથી. ૧૨]

**न सत्यकार्योऽपि हि यद्वदध्वरः**
**प्रकांक्षतेऽन्यानपि कारकादिकान् ।**
**तथैव विद्या विधितः प्रकाशितै-**
**र्विशिष्यते कर्मभिरेव मुक्तये ॥१३॥**

(સમુચ્ચયવાદી તે શંકાનો ઉત્તર આપે છે :) તમારું કહેવું ઠીક નથી. કારણ કે જેમ (વેદોક્ત) યજ્ઞકર્મ સત્ય (અચળ) હોય છે, તો પણ બીજાં કારકોની અપેક્ષા રાખે છે, તેમ શ્રુતિવાકયોથી પ્રકાશિત એવાં કર્મોદ્વારા જ જ્ઞાન મુકિતને માટે વિશેષ ગણાય છે; (પણ તે સ્વતન્ત્ર થઇને આપી શકતું નથી. ૧૩

[કારક = કરવામાં સહાયક—હોતા, ઋત્વિક્, યજમાન આદિ તથા પ્રયાજ, અનુયાજ આદિ તથા દેશ, કાળ આદિ.

શ્રુતિ–વાકયોઃ-(૧) જીવે ત્યાં સુધી અગ્નિહોત્રનો હોમ કરવો. (૨) વેદ ભણીને, ગાયત્રી આદિ મંત્રનો જપ કરનારો, પુત્રવાન્, અન્નદાતા, અગ્નિહોત્રી, તથા યથાશક્તિ યજ્ઞ કરનારાએ મોક્ષમાં મન પરોવવું, બીજાએ નહીં. ૧૩]

[સિદ્ધાંતી સમુચ્ચયવાદીના ઉપર કહેલા મતનું ખંડન કરી કહે છેઃ-]

केचिद्वदन्तीति वितर्कवादिन-
स्तदप्यसद्दृष्टविरोधकारणात् ।
देहाभिमानादभिवर्धते क्रिया
विद्या गताहंकृतितः प्रसिद्ध्यति ॥१४॥

એ પ્રમાણે જે કોઇ કુતર્કી કહે છે એના કહેવામાં પ્રત્યક્ષ વિરોધ દેખાય છે અને તે કારણથી તેનું કહેવું પણ ઠીક નથી. કારણકે ક્રિયા દેહાભિમાનથી થાય છે. અને જ્ઞાનની પ્રાપ્તિ તો દેહાભિમાન ટળી જવાથી સિદ્ધ થાય છે. ૧૪

[તોપછી દિવસ અને રાત્રીની પેઠે પરસ્પર વિરુદ્ધ એવાં કર્મ તથા જ્ઞાન, એક સાથે જીવને વિષે કેવી રીતે રહી શકશે? અને જ્યારે તે બન્ને એક સ્થાનમાં રહી શકે નહિ તો પછી તે બન્નેનો સમુચ્ચય પણ કેવી રીતે થઇ શકે? કદીપણ થઇ શકે નહીં. આ કારણને લીધે સમુચ્ચયવાદીઓનો મત મિથ્યા છે.૧૪]

વિદ્યા (જ્ઞાન)નું સ્વરૂપઃ-

विशुद्धविज्ञानविरोचनाञ्चिता
विद्यात्मवृत्तिश्चरमेति भण्यते ।
उदेति कर्माखिलकारकादिभि-
र्निहन्ति विद्याखिलकारकादिकम् ॥१५॥

(સિદ્ધાંતી બારમા શ્લોકમાં કહેલા મતનું ખંડન કરતાં કહે છે:–) વિશુદ્ધ અને નિર્મળ એવા જ્ઞાનને આપનારાં વેદાન્ત વાકયોનો વિચાર કરવાથી પ્રાપ્ત થનારી અન્તઃકરણની છેલ્લી (ચરમ) આત્મવૃત્તિ અર્થાત્ બ્રહ્માકારવૃત્તિ તે વિદ્યા (આત્મ-જ્ઞાન) કહેવાય છે. સંપૂર્ણ કર્મો, કારકોની સહાયવડે થાય છે; પરન્તુ જ્ઞાન તો સર્વ કારક આદિનો (અનિત્યતાની ભાવનાદ્વારા) નાશ કરે છે. ૧૫.

[આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં જ્ઞાનનું સ્વરૂપ બતાવ્યું છે. તે જ્ઞાન ક્રિયાદિને વિષે રહેલી "હું કર્તા છું" એવી અહંકારવાળી બુદ્ધિને દૂર કરે છે. અને ઉત્તરાર્દ્ધમાં જ્ઞાન અને કર્મની વિષમતા બતાવી સમુચ્ચયનું વારણ કર્યું છે.

વિદ્યા (જ્ઞાન) અને કર્મ (ક્રિયા) એ બન્નેનો વિરોધ છે. તેથી તે બન્નેનો સમસમુચ્ચય સંભવતો નથી. માટે મુમુક્ષુ પુરુષે સમગ્ર કામ્યકર્મનો ત્યાગ કરવો. જ્યાંસુધી ચિત્તની શુદ્ધિ થાય ત્યાં સુધી માત્ર નિત્ય, નૈમિત્તિક કર્મ કરવાં. ૧૫]

तस्मात्त्यजेत्कार्यमशेषतः सुधी–
विद्याविरोधान्न समुच्चयो भवेत् ।
आत्मानुसन्धानपरायणः सदा
निवृत्तसर्वेन्द्रियवृत्तिगोचरः ॥१६॥

ત્યાર પછી સમસ્ત ઇન્દ્રિયોના વિષયોથી નિવૃત્ત થઈ, નિરન્તર આત્માનુસન્ધાનમાં જેનું ચિત્ત લાગી રહ્યું છે એવો બુદ્ધિમાન્ પુરુષ સંપૂર્ણ કર્મોનો સર્વથા ત્યાગ કરી દે. કારણકે તે કર્મો જ્ઞાનનાં વિરોધી હોવાથી, જ્ઞાન સાથે તેમનો સમસમુચ્ચય થઈ શકતો નથી. ૧૬

**यावच्छरीरादिषु माययात्मधी-**
**स्तावद्विधेयो विधिवादकर्मणाम् ।**
**नेतीति वाक्यैरखिलं निषिध्य तत्**
**ज्ञात्वा परात्मानमथ त्यजेत्क्रियाः ॥१७॥**

જ્યાં સુધી માયાવડે, અનાત્મ એવાં શરીરાદિને વિષે આત્મબુદ્ધિ, અર્થાત્ "હું કર્તા છું" એવી બુદ્ધિ રહે છે ત્યાં સુધી તેને વેદમાં કહેલાં કર્મો કરવાં ઘટે છે. (પરન્તુ તે દેહાત્મ બુદ્ધિનો ત્યાગ થયા પછી) આ સર્વ જગતનો न इति એ વાક્યથી નિષેધ કરીને અર્થાત્ મિથ્યા જાણીને ( તે સઘળા જગતથી વિલક્ષણ એવા ) સત્ય, પરમાત્મ-સ્વરૂપને જાણ્યા પછી સર્વ ક્રિયાઓનો ત્યાગ કરવો. ૧૭

**यदा परात्मात्मविभेदभेदकं**
**विज्ञानमात्मन्यवभाति भास्वरम् ।**

तदैव माया प्रविलीयतेऽञ्जसा
सकारका कारणमात्मसंसृतेः ॥१८॥

જ્યારે પરમાત્મા અને જીવાત્માના ભેદને દૂર કરવાવાળું પ્રકાશમય વિજ્ઞાન અન્તઃકરણમાં સ્પષ્ટ રીતે ઉદય થાય છે તેજ વખતે અનેક જન્મ અપાવવામાં કારણરૂપ કર્મોસહિત (તે તે જીવોની ઉપાધિભૂત) અવિદ્યા, એકદમ, અનાયાસે નષ્ટ થાયછે.૧૮

श्रुतिप्रमाणाभिविनाशिता च सा
कथं भविष्यत्यपि कार्यकारिणी ।
विज्ञानमात्रादमलाद्वितीयत-
स्तस्मादविद्या न पुनर्भविष्यति ॥१९॥

શ્રુતિયોમાં પ્રમાણરૂપ तत्त्वमसि આદિ મહાવાક્યોના જ્ઞાનદ્વારા નાશ પામેલી તે અવિદ્યા ફરી પોતાનું કાર્ય કરવામાં કેવી રીતે સમર્થ થશે? (નહી થાય). વળી તે એક માત્ર નિર્મળ જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી, તે અવિદ્યા ફરીથી ઉત્પન્નથતી નથી.૧૯

यदि स्म नष्टा न पुनः प्रसूयते
कर्ताहमस्येति मतिः कथं भवेत् ।
तस्मात्स्वतन्त्रा न किमप्यपेक्षते
विद्या विमोक्षाय विभाति केवला ॥२०॥

એક વખત ( તત્ત્વજ્ઞાનથી ) અવિદ્યાની નિવૃત્તિ થયા પછી તે પાછી ફરીથી ઉત્પન્ન થતી નથી ત્યારે ( તે જ્ઞાનીને ) " હું કર્તા છું " એવી બુધ્ધિ કેવી રીતે થાય ? ( અર્થાત કોઈ પ્રકારે થાય નહીં. અને એવી " અહમ્ " બુદ્ધિના અભાવથી તે સમયે કર્મોનો પણ અભાવ થાય. ) એ કારણથી જ્ઞાન સ્વતન્ત્ર છે અને તે ( જીવને ) મોક્ષને માટે બીજા કોઈ ( કર્મ ) ની અપેક્ષા રાખતું નથી; પરન્તુ ( જ્ઞાન ) પોતે એકલુંજ મોક્ષ માટે સમર્થ છે. ૨૦

सा तैत्तिरीयश्रुतिराह सादरं
न्यासं प्रशस्ताखिलकर्मणां स्फुटम् ।
एतावदित्याह च वाजिनां श्रुति-
र्ज्ञानं विमोक्षाय न कर्म साधनम् ॥२१॥

તૈત્તિરીય શાખાની પ્રસિદ્ધ શ્રુતિએ આદર પૂર્વક પ્રશસ્ત ( પ્રખ્યાત ) એવાં સમગ્ર કર્મોનો સ્પષ્ટ રીતે ત્યાગ કહ્યો છે. તથા " एतावत् " ઇત્યાદિ વાજસનેયી શાખાની શ્રુતિએ પણ કહ્યું છે કે મોક્ષનું સાધન જ્ઞાનજ છે, કર્મ નહી. ૨૧

[ न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेनामृतत्वमानशुः ॥
(तैत्ति० आर० प्र० १० अ० १० ॥)

एतावदरे खल्वमृतत्वम् ॥(बृह०उ०४।५।१५। वाजस०शाखा।)
આ રીતે કર્મનું તથા જ્ઞાનનું પરસ્પર વૈષમ્ય દેખાડયું. હવે કર્મના અને જ્ઞાનના ફળની વિષમતા દેખાડવા માટે સિદ્ધાંતી કહે છેઃ—]

विद्यासमत्वेन तु दर्शितस्त्वया
क्रतुर्न दृष्टान्त उदाहृतः समः ।
फलैः पृथक्त्वाद्बहुकारकैः क्रतुः
संसाध्यते ज्ञानमतो विपर्ययम् ॥२२॥

(હે સમુચ્ચય વાદિ! અગ્નિષ્ટોમ આદિ) યજ્ઞોની તથા જ્ઞાનની તેં સમાનતા વર્ણન કરી. પરન્તુ તે યજ્ઞની અને જ્ઞાનની સમાનતા સિદ્ધ થઈ શકે એવું દૃષ્ટાન્ત તેં આપ્યું નથી; બન્નેનાં ફળ જુદાં જુદાં હોવાથી તે તારું કહેવું યોગ્ય નથી. (હોતા, ઋત્વિક્, યજમાન, દેશકાળ આદિ) બહુ સાધનોથી યજ્ઞ સિદ્ધ થાય છે; અને જ્ઞાન તો એનાથી વિપરીત છે; (અર્થાત્ તે જ્ઞાન કારક આદિથી સિદ્ધ થતું નથી. તે જ્ઞાનની સિદ્ધિમાં તો કર્તા, કર્મ વગેરે બુદ્ધિનો ત્યાગ કરવો પડે છે.) ૨૨

સિદ્ધાંતીઃ—" કદિ તું કહીશ કે વિદ્યા અર્થાત્ જ્ઞાન અને

કર્મ એ બન્ને તુલ્ય છે, કેમકે પરિણામમાં એક ફળ છે. 'જેમ ઘટને માટે દંડ ચક્રાદિક છે તેમ' એ અનુમાન પ્રમાણે મોક્ષરૂપ એક ફળને માટે જ્ઞાન અને કર્મ સરખાં છે."

પણ તેમ નથી કારણ કે અહંતા, મમતાના અભિમાનરૂપ એવાં આંતર અને બાહ્ય દેશકાળાદિ નિયમોએ કરિ ક્રતુ (યજ્ઞો)ના ફળોનું નોખાપણું છે અને જ્ઞાન તો એનાથી ભિન્નજ છે. માટે તે બન્નેનું સમાનપણું નથી. જ્યારે સમાનપણું નથી ત્યારે તેઓનો સમુચ્ચય કેવી રીતે બની શકે ? ન બને.૨૨]

सप्रत्यवायो ह्यहमित्यनात्मधी-
रज्ञप्रसिद्धा न तु तत्त्वदर्शिनः ।
तस्माद् बुधैस्त्याज्यमविक्रियात्मभि
र्विधानतः कर्म विधिप्रकाशितम् ॥२३॥

( કર્મોનો ત્યાગ કરવાથી ) હું અવશ્ય પ્રાયશ્ચિત્ત ભાગી થઇશ ( મને પાપ થશે, તેનું પ્રાયશ્ચિત્ત મારે કરવું પડશે ) એવી અનાત્મ ( ધર્મની ) બુદ્ધિ અજ્ઞાનીઓને થાય છે, પણ તેવી બુદ્ધિ તત્ત્વવેત્તાને થતી નથી. તેટલા માટે ( ક્રિયાના ફળને વિષે જેમનાં ચિત્ત આસક્ત થયાં છે એવાઓને અવશ્ય કરવાનાં એવાં ) કર્મોનો, વિકારરહિત ચિત્તવાળા જ્ઞાની પુરુષે વિધિપૂર્વક ત્યાગ કરવો જોઇએ. ૨૩

મહાવાકય વિચાર.

श्रद्धान्वितस्तत्त्वमसीति वाक्यतो
गुरोः प्रसादादपि शुद्धमानसः ।
विज्ञाय चैकात्म्यमथात्मजीवयोः
सुखी भवेन्मेरुरिवाप्रकम्पनः ॥२४॥

(નિષ્કામકર્મ કરવાથી) જેનું અન્તઃકરણ શુદ્ધ થયું છે એવો તથા શ્રદ્ધાવાળો પુરુષ, ગુરુના પ્રસાદથી तत्त्वमसि એ વાકયદ્વારા, જીવાત્મા તથા પરમાત્માના એકપણાને જાણીને સુમેરુ પર્વત જેવો અડગ તેમજ પરમ સુખી થાય છે. ૨૪

आदौ पदार्थावगतिर्हि कारणं
वाक्यार्थविज्ञानविधौ विधानतः ।
तत्त्वम्पदार्थौ परमात्मजीवका-
वसीति चैकात्म्यमथानयोर्भवेत् ॥२५॥

એવો નિયમ છે કે વાકયના અર્થનું જ્ઞાન થવામાં પ્રથમ (વાકયના પ્રત્યેક) પદના અર્થનું જ્ઞાન થવું એ મુખ્ય કારણ છે. तत्त्वमसि મહાવાકયમાં ત્રણ પદ છે. [(१) तत; (२) त्वम् (३) असि.] तत् પદનો અર્થ (સર્વજ્ઞતા આદિ ગુણવિશિષ્ટ) પરમાત્મા; અને त्वम्

પદનો અર્થ ( અલ્પજ્ઞતા આદિ ગુણવિશિષ્ટ ) જીવાત્મા એવો થાય છે. અને ( ત્રીજું ) असि પદ, तत् તથા त्वम् એ બન્ને પદોનું અભેદ બોધક છે. ૨૫

प्रत्यक्परोक्षादिविरोधमात्मनो-
विहाय संगृह्य तयोश्चिदात्मताम् ।
संशोधितां लक्षणया च लक्षितां
ज्ञात्वा स्वमात्मानमथाद्वयो भवेत् ॥२६॥

(જીવાત્મા અને પરમાત્મામાં) જીવાત્મા પ્રત્યક્ ( અન્તઃકરણ સાક્ષી ) છે અને પરમાત્મા પરોક્ષ ( ઇન્દ્રિયાતીત ) છે; આ ( વાચ્યાર્થરૂપ અનેક ધર્મોથી પ્રતીત થનારા) વિરોધનો ત્યાગ કરીને (ભાગત્યાગ ) લક્ષણાવડે લક્ષિત ( જણાવેલી ) એ બન્નેની શુદ્ધ ચેતનતાનો સંગ્રહ કરીને તે ( ચેતન )ને જ પોતાનો આત્મા જાણી વિવેકી, પરમાત્મા સાથે એક રૂપથી રહે. ૨૬

एकात्मकत्वाज्जहती न संभवे-
त्तथा जहल्लक्षणता विरोधतः ।
सोऽयम्पदार्थाविव भागलक्षणा
युज्येत तत्त्वम्पदयोरदोषतः ॥२७॥

આ तत् અને त्वम् પદોના અર્થની એકતામાં "જહતી લક્ષણા" સંભવતી નથી; અને તેમના વાચ્યાર્થમાં પરસ્પર વિરોધ હોવાથી "અજહતી લક્ષણા" પણ સંભવતી નથી. એટલા માટે सोऽयम् (આ તે છે) એ બે પદોના અર્થની પેઠે આ तत् અને त्वम् પદોમાં "ભાગત્યાગ લક્ષણા"નો ઉપયોગ કોઈ પણ દોષ વગર કરાય છે. ૨૭

**લક્ષણા :**

જ્યાં શબ્દોના વાચ્યાર્થ (અર્થાત્ તે શબ્દની શક્તિ-વૃત્તિથી સિદ્ધ થતા અર્થ)ને છોડી દઈ બીજા અર્થ ગ્રહણ કરાય છે ત્યાં લક્ષણાવૃત્તિનો ઉપયોગ કર્યો કહેવાય છે.

આ લક્ષણા ત્રણ પ્રકારની છે. એક जहती કહેતાં जहत्स्वार्था लक्षणा, બીજી अजहती એટલે अजहत्स्वार्था लक्षणा અને ત્રીજી जहदजहत् स्वार्था लक्षणा.

(૧) જ્યાં સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ કરવામાં આવે એટલે કે શબ્દના મૂળ અર્થનો સંભવ ન હોવાથી તેનો ત્યાગ કરીને બીજા સંભવિત અર્થનો સ્વીકાર કરવામાં આવે, તે जहत्स्वार्थालक्षणा કહેવાય. જેમકેઃ ગંગામાં ઘોષ(નેસડો)છે. ત્યાં ખરી રીતે ગંગા પદનો અર્થ જળપ્રવાહ છે. પરન્તુ જળપ્રવાહમાં ગૌશાળા (નેસડો) રહેવાનો સંભવ નથી. માટે ગંગા શબ્દની તીરના અર્થમાં લક્ષણા કરવામાં આવે છે અર્થાત્ ગંગાપદનો વાચ્ય અર્થ "જળ પ્રવાહ" તેનો ત્યાગ કરીને 'તટ' લક્ષ્યાર્થ

સ્વીકારવામાં આવે છે. અને “ગંગામાં ઘોષ” એ વાક્યનો ગંગાના તટ ઉપર ઘોષ (ગૌશાળા) છે એવો અર્થ થવાથી કોઈ પ્રકારનો દોષ આવતો નથી.

ઉપર પ્રમાણે અર્થ કરવાથી ગંગા શબ્દનો વાચ્ય અર્થ “જળ પ્રવાહ” જરા પણ પ્રતીત થતો નથી. પરન્તુ તે સર્વ અર્થનો ત્યાગ કરીને લક્ષ્ય અર્થ “તટ” તેનું ગ્રહણ થાય છે. માટે અહીં जहत्स्वार्था लक्षणा કહી.

આ લક્ષણા तत्त्वमसि મહાવાક્યમાં માની શકાશે નહીં. કારણ કે એ લક્ષણા માનવાથી અહીં तत् અને त्वम् એ બન્ને પદોના સંપૂર્ણ વાચ્ય અર્થોનો ત્યાગ થવાથી તેમાં રહેલો ચૈતન્યરૂપ વિશેષ અંશ છે તેનો પણ ત્યાગ થઈ જશે; તો પછી એકતા કોની કરવી?

(૨) જ્યાં વાચ્ય અર્થનો ત્યાગ કરવામાં ન આવે, પરન્તુ અધિક અર્થનું ગ્રહણ થતું હોય ત્યાં अजहत्स्वार्था लक्षणा થાય છે. જેમકેઃ काकेभ्यो दधि रक्ष्यताम् “કાગડાઓથી દહીંનું રક્ષણ કરો.” અહીં काकेभ्यः એ પદનો વાચ્યાર્થ ‘કાગડાઓથી’ છે. પરન્તુ કહેનારાનો અભિપ્રાય એવો છે કે દહીંનો નાશ કરનારાં બીજાં બિલાડાં વગેરેથી પણ દહીંનું રક્ષણ કરવું.

વાચ્ય અર્થ કાગડાઓથી કાયમ રહ્યો અને તે ઉપરાંત બિલાડાં આદિ એ અર્થ વિશેષ લીધો. માટે અહીં अजहत् स्वार्था लक्षणा છે.

तत्त्वमसि એ મહાવાક્યમાં अजहत्स्वार्था लक्षणा લઇએ

તો तत् અને त्वम् એ બન્ને પદોનો વાચ્યાર્થ સર્વજ્ઞત્વ, અલ્પજ્ઞત્વ કાયમ રહેશે અને વળી વિશેષ અર્થ ગ્રહણ કરવો પડશે. તેમ થવાથી વિરોધ જેવો ને તેવો જ ઉભો રહેશે; અને એકતા પણ થશે નહીં. માટે આ મહાવાકયમાં अजहत्स्वार्था लक्षणा થઈ શકે નહિ.

(૩) જ્યાં વાચ્ય અર્થમાંથી કંઈક વિરોધી અંશનો ત્યાગ કરીએ અને કંઈક અવિરોધી અંશને ગ્રહણ કરીએ ત્યાં ભાગત્યાગ લક્ષણા અર્થાત્ जहदजहल्लक्षणा થાય છે. જેમકે તે આ દેવદત્ત છે. કેટલાક સમય પૂર્વે જે દેવદત્તને કાશીપુરીમાં જોયો હતો અને જે શરીરે હૃષ્ટપુષ્ટ હતો તેજ આ કૃશ થએલો દેવદત્ત છે.

અહીં "તે" શબ્દનો વાચ્યાર્થ હૃષ્ટપુષ્ટ તથા કાશીપુરીમાં રહેલો દેવદત્ત છે. અને "આ" શબ્દનો વાચ્યાર્થ કૃશ થએલો તથા આ દેશમાં આવેલો દેવદત્ત છે.

તેને જેવો કાશીપુરીમાં, ભૂતકાળમાં જોયો હતો તેવો તે હમણાં નથી. આ રીતે ભૂતકાળ અને વર્તમાનકાળના વિશેષણની પરસ્પર વિરોધની પ્રતીતિ થાય છે. વિરોધ દૂર કરવા માટે પૂર્વકાળના હૃષ્ટપુષ્ટ આદિ અને વર્તમાનકાળના કૃશપણું આદિ વિરુદ્ધ અંશનો ત્યાગ કરીને દેવદત્તના માંસપિંડરૂપ વિશેષ્યનું ગ્રહણ થાય છે. અર્થાત્ પૂર્વકાળના અને વર્તમાનકાળના વિશેષણરહિત દેવદત્ત માત્ર વિશેષ્ય અંશ જ લક્ષ્યાર્થ થાય છે. આ પ્રમાણે जहदजहत् स्वार्था लक्षणा द्वारा ते आ देवदत्त એવો ત્રણે પદનો જેમ વાકયાર્થ થાય છે તેમ

तत्त्वमसि એ મહાવાક્યમાં तत् પદના વાચ્યાર્થ ( માયોપાધિક, સર્વજ્ઞત્વ આદિ વિશિષ્ટ ચૈતન્ય )માંથી માયોપાધિક સર્વજ્ઞત્વાદિ વિરુદ્ધ ધર્મનો ત્યાગ કરીને તથા त्वम् પદના વાચ્યાર્થ (અવિદ્યોપાધિક અલ્પજ્ઞત્વાદિ વિશિષ્ટચૈતન્ય) માંથી અવિદ્યોપાધિક અલ્પજ્ઞત્વાદિ વિરુદ્ધ ધર્મનો ત્યાગ કરીને, બન્નેનો અવિરુદ્ધ અખંડચૈતન્ય અંશ માત્ર લક્ષ્યાર્થ થાય છે.

હવે ત્યાગ કરવા યોગ્ય આત્માની ઉપાધિનું શ્રી રામ વર્ણન કરે છે.

रसादिपंचीकृतभूतसम्भवं
भोगालयं दुःखसुखादिकर्मणाम् ।
शरीरमाद्यन्तवदादिकर्मजं
मायामयं स्थूलमुपाधिमात्मनः ॥२८॥

પૃથ્વી આદિ પંચીકૃત ભૂતોથી ઉત્પન્ન થએલું, કર્મોનાં ફળ સુખ–દુઃખાદિને ભોગવવાનું સ્થાન, આદિ અને અન્તવાળું અર્થાત્ જન્મ–મરણવાળું, પૂર્વ જન્મોમાં કરેલાં કર્મોથી ઉત્પન્ન થએલું, તથા માયામય આ શરીર આત્માની સ્થૂળ ઉપાધિરૂપ છે. ૨૮

सूक्ष्मं मनोबुद्धिदशेन्द्रियैर्युतं
प्राणैरपञ्चीकृतभूतसंभवम् ।
भोक्तुः सुखादेरनुसाधनं भवे-
च्छरीरमन्यद्विदुरात्मनो बुधाः ॥२९॥

( અને ) મન, બુદ્ધિ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ પ્રાણ ( એ સત્તર તત્ત્વો )વાળું તથા અપંચીકૃત ભૂતોથી ઉત્પન્ન થએલું અને સુખ-દુઃખાદિનો અનુભવ કરવાનું સાધન એવું જે સૂક્ષ્મ શરીર તેને તત્ત્વવેત્તા લોકો આત્માનું બીજું ( સૂક્ષ્મ ઉપાધિરૂપ ) શરીર કહે છે. ૨૯

[ સ્થૂળ શરીરમાં સૂક્ષ્મ શરીર હોય ત્યાં સુધી સ્થૂળ શરીર ભોગનું સાધન થઈ શકે છે. અને સ્થૂળ શરીરમાંથી સૂક્ષ્મ શરીર નીકળી જાય ત્યારે મરણ થયું એમ કહેવાય છે. ૨૯]

**अनाद्यनिर्वाच्यमपीह कारणं**
**मायाप्रधानं तु परं शरीरकम् ।**
**उपाधिभेदात्तु यतः पृथक् स्थितं**
**स्वात्मानमात्मन्यवधारयेत्क्रमात् ॥३०॥**

( એ બે શરીરોથી ભિન્ન ) અનાદિ અને અનિર્વાચ્ય માયામય કારણ શરીર આ જીવનું ત્રીજું શરીર છે. આ પ્રમાણે ઉપાધિના ભેદથી, સર્વથા ભિન્ન રહેલા પોતાના આત્માનો, ક્રમે કરીને ( ઉપાધિનો બાધ કરીને ) અન્તઃકરણમાં નિશ્ચય કરવો અર્થાત્ જીવાત્મા તથા પરમાત્માને (ભાગત્યાગ લક્ષણાદ્વારા) અભિન્ન જાણવા. ૩૦

## ઉપાધિનો બાધ.

कोशेष्वयं तेषु तु तत्तदाकृति-
विंभाति सङ्गात्स्फटिकोपलो यथा ।
असङ्गरूपोऽयमजो यतोऽद्वयो
विज्ञायतेऽस्मिन्परितो विचारिते ॥३१॥

જેમ સ્ફાટિક મણિ (સ્વચ્છ છે તોપણ) જાસુંદના લાલ ફૂલના સંગથી લાલ જણાય છે તેમ આ આત્મા (નિર્લેપ છે તોપણ) તે અન્નમયાદિ કોશોના સંગથી તે તે કોશના જેવા આકારનો જણાય છે. પણ આ ઉપાધિનો રૂડીપ્રકારે વિચાર કરવાથી આ આત્મા સંગતથા રૂપથી રહિત હોવાને લીધે અજન્મા અને અદ્વિતીય છે એવો અનુભવ થાય છે. ૩૧

[મુમુક્ષુએ કોશોની ઉપાધિને લીધે થએલી તે તે આકારવાળી પ્રતીતિ મટાડવી એજ આ મહાવાક્યના અર્થના વિચારનું ફળ છે. ૩૧]

बुद्धेस्त्रिधा वृत्तिरपीह दृश्यते
स्वप्नादिभेदेन गुणत्रयात्मनः ।
अन्योन्यतोऽस्मिन्व्यभिचारतो मृषा
नित्ये परे ब्रह्मणि केवले शिवे ॥३२॥

આ આત્માને વિષે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એવા ભેદથી જે ત્રણ પ્રકારની વૃત્તિ દેખાય છે તે પણ સત્ત્વ, રજ અને તમરૂપ ત્રિગુણાત્મક બુદ્ધિના ધર્મો છે. પરન્તુ એક, કલ્યાણ સ્વરૂપ, ( ઉત્પત્તિ તથા નાશથી રહિત ) નિત્ય પરબ્રહ્મમાં, તે ત્રણે વૃત્તિયોમાંથી દરેકનો એક બીજામાં વ્યભિચાર (અભાવ) હોવાથી ( તે ત્રણે ) મિથ્યા છે. ૩૨

[જાગ્રત્ આદિનો અન્યોન્યનો વ્યભિચારઃ—

(૧) સ્વપ્ન અવસ્થા સમયે જાગ્રત્ અને સુષુપ્તિનો અભાવ;
(૨) સુષુપ્તિ અવસ્થા સમયે જાગ્રત્ અને સ્વપ્નનો અભાવ;
(૩) જાગ્રત્ અવસ્થા સમયે સ્વપ્ન અને સુષુપ્તિનો અભાવ.]

**देहेन्द्रियप्राणमनश्चिदात्मनां**
**संघादजस्रं परिवर्तते धियः ।**
**वृत्तिस्तमोमूलतयाज्ञलक्षणा**
**यावद् भवेत्तावदसौ भवोद्भवः ॥३३॥**

બુદ્ધિની વૃત્તિજ દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન અને ચિદાત્માના સંઘાતરૂપે નિરન્તર ફર્યા કરે છે. એ વૃત્તિ તમોગુણમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી અજ્ઞાન-પણાને બતાવવાવાળી છે. અને જ્યાંસુધી તે વૃત્તિ

ચાલ્યા કરે છે ત્યાં સુધી આ સંસાર (જન્મ–મરણ) થયા કરે છે. ૩૩

नेतिप्रमाणेन निराकृताखिलो
हृदा समास्वादितचिद्घनामृतः ।
त्यजेदशेषं जगदात्तसद्रसं
पीत्वा यथाम्भः प्रजहाति तत्फलम् ॥३४॥

જેમ (શેરડીમાંથી રસ ચૂસી લીધા પછી કૂચા અને) લીલાં નાળિયેરમાંથી અમૃત જેવું જળ પી લીધા પછી, મનુષ્ય તે ફળ ફેંકી દે છે તેમ જેણે "ન ઈતિ" વગેરે શ્રુતિ પ્રમાણથી (દેહ ઇન્દ્રિયાદિ દૃશ્ય સમૂહરૂપ) સર્વ જગતનો બાધ કર્યો છે અને જેણે (સત્ત્વગુણ પ્રધાન) મનથી (સર્વ દુઃખરહિત એવા પરમ સુખરૂપ) ચૈતન્યરૂપ ઘટ્ટ અમૃતનો સારી રીતે સ્વાદ કર્યો છે એવો પુરુષ સંપૂર્ણ દૃશ્ય, તથા શ્રાવ્ય જગતનો ત્યાગ કરી દે. ૩૪

[આત્મા સ્થૂળ છે? ના, अस्थूलः । સૂક્ષ્મ છે? ના, अनणुः । દીર્ઘ છે? ના, अदीर्घः । ટુંકો છે? ના, अहृस्वः । પ્રાણમય છે? ના. અન્નમય છે? ના. એમ દરેકમાંથી न इति, न इति નિર્ણય કરી, સંપૂર્ણ દૃશ્યનો ત્યાગ કરવો. ૩૪]

कदाचिदात्मा न मृतो न जायते
न क्षीयते नापि विवर्धतेऽनवः ।
निरस्तसर्वातिशयः सुखात्मकः
स्वयंप्रभः सर्वगतोऽयमद्वयः ॥३५॥

આત્મા કોઈ દિવસ મરતો નથી, જન્મતો નથી, ક્ષીણ થતો નથી, વધતો નથી, (તે તો) પુરાતન છે; (વળી તે આત્મા) જેના (સુખ કે લાભ) કરતાં બીજું કોઈ વિશેષ સુખ અથવા લાભ નથી એવો, સુખ સ્વરૂપ, સ્વયંપ્રકાશ, વ્યાપક અને અદ્વિતીય છે. ૩૫

અધ્યાસ-નિરૂપણ.

एवंविधे ज्ञानमये सुखात्मके
कथं भवो दुःखमयः प्रतीयते ॥
अज्ञानतोऽध्यासवशात्प्रकाशते
ज्ञाने विलीयेत विरोधतः क्षणात् ॥३६॥

(કોઈ શંકા કરે છેઃ-) શ્લોક ૩૫ માં કહ્યું તે પ્રકારના જ્ઞાનમય અને સુખસ્વરૂપ આત્મામાં દુઃખમય સંસારની પ્રતીતિ કેવી રીતે થાય છે? અર્થાત્ જન્મમરણાદિ પ્રવાહરૂપ સંસારનું ભાન કેમ થાય છે?

(ઉત્તરઃ) એ (ભ્રાન્તિરૂપ) સંસાર તો (દેહ અને અન્તઃકરણ આદિને વિષે "આ હું અને આ મારૂં" એવા) અધ્યાસના કારણ અજ્ઞાનથીજ પ્રતીત થાય છે. (પરન્તુ) જ્ઞાન અને અજ્ઞાનને પરસ્પર વિરોધ હોવાથી, જ્ઞાન થતાં સર્વ એક ક્ષણમાંજ લય પામી જાય છે. ૩૬

**यदन्यदन्यत्र विभाव्यते भ्रमा-**
**दध्यासमित्याहुरमुं विपश्चितः ।**
**असर्पभूतेऽहिविभावनं यथा**
**रज्ज्वादिके तद्वदपीश्वरे जगत् ॥३७॥**

એક વસ્તુમાં ભ્રાન્તિથી બીજી વસ્તુ ભાસે છે તેને તત્ત્વદર્શી લોકો "અધ્યાસ" કહે છે. (જેમકે) સર્પનો બીલકુલ સંભવ ન હોવા છતાં પણ અંધારામાં પડેલી દોરીમાં સર્પની પ્રતીતિ થાય છે (તે અધ્યાસ કહેવાય છે) એ પ્રમાણે આત્માને વિષે (સંસાર ન હોવા છતાં) પણ અજ્ઞાનને લીધે દેહાદિ સંસારની પ્રતીતિ થાય છે (તેનું નામ અધ્યાસ છે). ૩૭

**विकल्पमायारहिते चिदात्मके-**
**ऽहङ्कार एष प्रथमः प्रकल्पितः ।**

अध्यास एवात्मनि सर्वकारणे
निरामये ब्रह्मणि केवले परे ॥३८॥

વિકલ્પના કારણરૂપ માયા (ના સંગ)થી રહિત, ચૈતન્ય સ્વરૂપ, સર્વના કારણ રૂપ, નિરામય (આનંદ રૂપ), કેવળ (સર્વ વિકારથી રહિત) બ્રહ્મરૂપ (વ્યાપક) તથા (પ્રકૃતિથી) પર (સર્વ દૃશ્યથી વિલક્ષણ) એવા આત્મામાં પ્રથમ આ "અહંકાર" (અહમ્ એવી બુદ્ધિ) રૂપ અધ્યાસજ કલ્પાયો છે. ૩૮

[ સંસાર આત્મનિષ્ઠ નથી પરન્તુ બુદ્ધિનિષ્ઠ છે. તે સમજાવવા અન્વય વ્યતિરેક પ્રમાણ આપે છેઃ ]

इच्छादिरागादिसुखादिधर्मिकाः
सदा धियः संसृतिहेतवः परे ।
यस्मात्प्रसुप्तौ तदभावतः परः
सुखस्वरूपेण विभाव्यते हि नः ॥३९॥

સર્વના સાક્ષી આત્મામાં ઇચ્છા અનિચ્છા, રાગદ્વેષ, સુખદુઃખ વગેરેરૂપ બુદ્ધિની વૃત્તિયોજ (જન્મ–મરણ રૂપ) સંસારના કારણરૂપ છે. અર્થાત્ <u>બુદ્ધિની વૃત્તિયો છે તોજ સંસાર છે.</u>

(આ અન્વય પ્રમાણ કહી હવે વ્યતિરેક પ્રમાણ

કહે છે.) સુષુપ્તિમાં તે બુદ્ધિની વૃત્તિયોનો અભાવ હોવાથી તે આત્મા આપણને સુખસ્વરૂપ જણાય છે. ૩૯

[સુઈને ઉઠેલા પુરુષને પણ હું સુખે સુતો હતો એવી પ્રત્યભિજ્ઞાનો અનુભવ થાય છે, તે આત્મસ્વરૂપનો નિશ્ચય છે. આ તાત્પર્ય જાણવું. ૩૯]

अनाद्यविद्योद्भवबुद्धिबिम्बितो
जीवः प्रकाशोऽयमितीर्यते चितः ।
आत्मा धियः साक्षितया पृथक् स्थितो
बुद्ध्यापरिच्छिन्नपरः स एव हि ॥४०॥

અનાદિ અવિદ્યાથી જેની ઉત્પત્તિ થઈ છે એવી બુદ્ધિમાં પ્રતિબિંબિત થએલો ચૈતન્યનો પ્રકાશ તેને "જીવ" કહે છે. અને આત્મા તો બુદ્ધિના સાક્ષીપણાથી (બુદ્ધિના સંગથી રહિત) તે બુદ્ધિથી નોખો (અન્તર્યામીપણે) રહેલો છે અને તે પરાત્મા બુદ્ધિના પરિચ્છેદથી રહિત છે. ૪૦

चिद्बिम्बसाक्ष्यात्मधियां प्रसंगत-
स्त्वेकत्र वासादनलाक्तलोहवत् ।
अन्योन्यमध्यासवशात्प्रतीयते
जडाजडत्वं च चिदात्मचेतसोः ॥४१॥

અગ્નિથી તપેલા લોઢાની પેઠે ચિદાભાસ, સાક્ષી આત્મા, તથા બુદ્ધિનો સંનિકર્ષ (એકત્ર વાસ) છે, અર્થાત્ બન્ને પરસ્પર એકરૂપે રહેલાં છે. તેમના અન્યોન્યાધ્યાસ (પરસ્પરના અધ્યાસ) ને લીધે ચિદાત્માનું અને ચિત્તનું જડપણું તથા ચૈતન્યપણું જણાય છે. ૪૧

[ એ કારણને લીધે તાર્કિકોએ ચિદ્રૂપ આત્માને જ્ઞાનાશ્રય માન્યો છે. અને તેજ કારણથી સ્માર્ત લોકો જીવાત્માને જડ કહે છે. તે અધ્યાસ, ચિદાભાસ તથા ઇન્દ્રિયો સહિત મન અને અન્તઃકરણના પાસેપણાથી પ્રતીત થાય છે. જેમ અગ્નિમાં તપાવેલા લોઢાના ગોળામાં અગ્નિનો ગુણ (દાહક શક્તિ) પ્રતીત થાય છે. અને લોઢાના ગોળાના ગુણ (ગોળાકાર આદિ) અગ્નિમાં પ્રતીત થાય છે અને છેવટે અગ્નિનો ગોળો એવો વ્યવહાર થવા માંડે છે. આ રીતે પરસ્પરમાં અધ્યાસ થવાથી આત્માનો ધર્મ ચેતનપણું બુદ્ધિમાં અને બુદ્ધિનો ધર્મ જડપણું આત્મામાં ભાસે છે. આ પ્રમાણે અધ્યાસને લીધે બુદ્ધિથી શરીર સુધીની અનાત્મ વસ્તુઓને જ આત્મા માનવામાં આવે છે. ૪૧]

गुरोः सकाशादपि वेदवाक्यतः
सञ्जातविद्यानुभवो निरीक्ष्य तम् ।
स्वात्मानमात्मस्थमुपाधिवर्जितं
त्यजेदशेषं जडमात्मगोचरम् ॥४२॥

ગુરુની સમીપે જઈ (તેમને પ્રણામ આદિ કરી તેમણે કહેલાં) વેદવાકયોથી જેણે આત્મસ્વરૂપનો અનુભવ મેળવ્યો છે તે (શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે) હૃદયમાં રહેલા એવા અને ઉપાધિ રહિત (ચિદાનંદ સ્વરૂપ) પોતાના આત્માનો સાક્ષાત્કાર કરીને આત્માસ્વરૂપે દેખાતા દેહાદિ સંપૂર્ણ જડ જગતનો ત્યાગ કરે. ૪૨

આત્મ-ચિન્તન.

प्रकाशरूपोऽहमजोऽहमद्वयो-
ऽसकृद्विभातोऽहमतीव निर्मलः ।
विशुद्धविज्ञानघनो निरामयः
सम्पूर्ण आनन्दमयोऽहमाक्रियः ॥४३॥

હું પ્રકાશસ્વરૂપ, અજન્મા, અદ્વિતીય (સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત), નિરન્તર ભાસમાન (દેખાતો), તથા અતિશય નિર્મળ (માયાકૃત આવરણ અને વિક્ષેપથી રહિત) છું. હું વિશુદ્ધ, વિજ્ઞાનઘન (એક ચૈતન્યરૂપ), નિરામય, અક્રિય (કર્તાપણું વગેરે અભિમાનથી રહિત) તથા સંપૂર્ણ છું. ૪૩

सदैव मुक्तोऽहमचिन्त्यशक्तिमान्
अतीन्द्रियज्ञानमविक्रियात्मकः ।

अनन्तपारोऽहमहर्निशं बुधै-
 र्विभावितोऽहं हृदि वेदवादिभिः ॥४४॥

હું સદા મુક્ત, અચિન્ત્ય શક્તિવાળો, ઇન્દ્રિયોથી ન જાણી શકાય એવો, જ્ઞાનસ્વરૂપ, અવિક્રિય તથા દેશકાળના પરિચ્છેદથી રહિત પરમાત્મારૂપ છું. વેદને જાણનારા પંડિતજનો અહર્નિશ હૃદયમાં મારું ધ્યાન કર્યા કરે છે. ૪૪

एवं सदात्मानमखण्डितात्मना
 विचारमाणस्य विशुद्धभावना ।
हन्यादविद्यामचिरेण कारकै
 रसायनं यद्वदुपासितं रुजः ॥४५॥

એવી રીતે અખંડિત (જેનું ચિત્ત વિષયોમાં ખેંચાયલું નથી એવા) અન્તઃકરણથી આત્મસ્વરૂપનું ચિન્તન કરનારને વિશુદ્ધ ભાવના (અન્તઃકરણની બ્રહ્માકાર વૃત્તિ) ઉત્પન્ન થાય છે. તે ઉદય પામતાં જ, સેવન કરેલું રસાયન જેમ રોગનો નાશ કરે છે તેમ, તે બ્રહ્માકાર વૃત્તિ તુરત જ (બીજા અનેક દેહોની પ્રાપ્તિ કરાવનાર કર્મો સહિત) અવિદ્યાનો નાશ કરે છે. ૪૫

विविक्त आसीन उपारतेन्द्रियो
विनिर्जितात्मा विमलान्तराशयः ।
विभावयेदेकमनन्यसाधनो
विज्ञानदृक्केवल आत्मसंस्थितः ॥४६॥

(પદ્મ, સ્વસ્તિક આદિમાંથી કોઈ એક આસન સિદ્ધ કરીને બેઠેલો અને શમ, દમ આદિ સાધન-સંપન્ન મુમુક્ષુ) જેણે ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળી છે, (પ્રાણાયામથી) અન્તઃકરણને વશ કર્યું છે, તથા (જેના કષાય મનમાંથી નાશ પામ્યા છે એવો) વિશુદ્ધ ચિત્તવાળો, તત્ત્વજ્ઞાન સિવાય મુક્તિ માટે બીજું કોઈ સાધન નથી એવો નિશ્ચય કરીને, આત્મામાં જ મનની સ્થિતિ કરીને જ્ઞાનદૃષ્ટિ દ્વારા, એકાન્ત સ્થળમાં બેસીને એક આત્માની જ ભાવના કરે (ધ્યાન ધરે.) ૪૬

विश्वं यदेतत्परमात्मदर्शनं
विलापयेदात्मनि सर्वकारणे ।
पूर्णश्चिदानन्दमयोऽवतिष्ठते
न वेद बाह्यं न च किञ्चिदान्तरम् ॥४७॥

(આ ધ્યાન કરનાર પુરુષે) આ વિશ્વને સર્વના કારણરૂપ આત્મામાં લય કરવો અર્થાત્ સર્વવિશ્વ

પરમાત્મ સ્વરૂપ છે એવું સમજવું એનું નામ "પરમાત્મ દર્શન". આમ (આત્મામાં સર્વ જગતનો લય) કરવાથી (જ્ઞાની પુરુષ) પૂર્ણ (આપ્તકામ) તથા ચિદાનન્દમય થઈને રહે છે અને પછી તેને બહારની કે અંદરની કોઈ વસ્તુનું જ્ઞાન નથી રહેતું. (તે સર્વ ઠેકાણે બ્રહ્મ જ જુવે છે.) ૪૭

ओंकार उपासना ।

पूर्वं समाधेरखिलं विचिन्तये-
दोङ्कारमात्रं सचराचरं जगत् ।
तदेव वाच्यं प्रणवो हि वाचको
विभाव्यतेऽज्ञानवशान्न बोधतः ॥४८॥

સમાધિની સિદ્ધિ પહેલાં "સંપૂર્ણ ચરાચર જગત્ કેવળ ओंकार રૂપ છે" એવું ચિન્તન કરે. આ જગત્ વાચ્ય છે અને પ્રણવ (ॐ) તેનો વાચક છે (આવી ભાવના કરવી). અજ્ઞાનને લીધે જગતની પ્રતીતિ થાય છે: જ્ઞાન થયા પછી જગત્ લગારે જણાતું નથી. ૪૮

अकारसंज्ञः पुरुषो हि विश्वको
ह्युकारकस्तैजस ईर्यते क्रमात् ।

प्राज्ञो मकारः परिपठ्यतेऽखिलैः
समाधिपूर्वं न तु तत्त्वतो भवेत् ॥४९॥

(अ, उ અને म् એ ત્રણ અક્ષરો મળીને ॐ બને છે. તેમાં આદિ અક્ષર) अકાર છે તે(ના વાચ્ય અર્થ)ને સર્વ વેદો (જાગ્રત્ અવસ્થાનો અભિમાની) વિશ્વ કહે છે; (બીજો અક્ષર) उકાર છે તે(ના વાચ્ય અર્થ)ને (સ્વપ્ન અવસ્થાનો અભિમાની) તૈજસ્ કહે છે; અને અનુક્રમમાં આવતો (ત્રીજો અક્ષર) म्કાર છે તે(ના વાચ્ય અર્થ)ને સુષુપ્તિ અવસ્થાનો અભિમાની પ્રાજ્ઞ કહે છે. આવી ભાવના સમાધિ અવસ્થાની પહેલાં જ થાય છે; પરન્તુ તત્ત્વદર્શન થયા પછી એવો કોઈ ભેદ રહેતો નથી. (કારણ કે બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી તો સર્વ જાતની વૃત્તિયોનો લય થઈ જાય છે.) ૪૯

विश्वं त्वकारं पुरुषं विलापये-
दुकारमध्ये बहुधा व्यवस्थितम् ।
ततो मकारे प्रविलाप्य तैजसं
द्वितीयवर्णं प्रणवस्य चान्तिमे ॥५०॥

(વિરાટ્ વગેરે) અનેકરૂપે રહેલા अકારના વાચ્ય (જાગ્રત્ના અભિમાની) વિશ્વનો उકારના વાચ્યાર્થરૂપ

તૈજસ્ (એવા હિરણ્યગર્ભ)માં લય કરવો; અર્થાત્ વિશ્વને તૈજસ્ રૂપ જ જાણો. અને ૐકારની બીજી માત્રા ઉકારના વાચ્ય (સ્વપ્નાવસ્થાના અભિમાની હિરણ્ય ગર્ભરૂપ) તૈજસનો તેની છેલ્લી માત્રા મકારના વાચ્ય (ઇશ્વર સ્વરૂપ) પ્રાજ્ઞ વિષે લય કરવો; અર્થાત્ તૈજસ્‌ને પ્રાજ્ઞ સ્વરૂપ જાણો. ૫૦

मकारमप्यात्मनि चिद्घने परे
विलापयेत्प्राज्ञमपीह कारणम् ।
सोऽहं परं ब्रह्म सदा विमुक्तिम-
द्विज्ञानदृङ्मुक्त उपाधितोऽमलः ॥५१॥

(તે પછી) મકારના વાચ્ય (સુષુપ્તિ અવસ્થાના અભિમાની ઈશ્વરરૂપ) પ્રાજ્ઞનો અર્થાત્ કારણપણાના અભિમાની પુરુષનો ચૈતન્યઘનરૂપ પરમાત્મા વિષે લય કરવો, અર્થાત્ પ્રાજ્ઞને ચૈતન્યઘન પરમાત્મારૂપ જાણો. પછી તે નિત્યમુક્ત, વિજ્ઞાન સ્વરૂપ, ઉપાધિ રહિત, નિર્મળ પરબ્રહ્મ હું છું (એવી ભાવના કરવી.) ૫૧

[શ્લો. ૫૦ તથા ૫૧ માં આપેલા લયચિંતન માટે **વિચાર સાગર અંક ૨૮૫ થી ૨૯૩** વાંચો તથા સાથેના પૃ ૨૩૧ ઉપરનું કોષ્ટક વિચારો.]

## ( શ્લો. ૫૦-૫૧ માટે ) લય ચિંતન. ( વિચાર સાગર, અંક ૨૮૫-૨૯૩ )

| | પ્રથમપાદ. | દ્વિતીયપાદ | તૃતીયપાદ | ચતુર્થપાદ. |
|---|---|---|---|---|
| ૐકારની ચાર માત્રારૂપ ચારપાદ. | अ | उ | म् | ँ અર્ધ માત્રા |
| આત્માના ચાર પાદ | **વિશ્વ** વ્યષ્ટિ સ્થૂળનો ભોક્તા, અભિમાની. (બહિર્પ્રજ્ઞ) | **તૈજસ્** વ્યષ્ટિ સૂક્ષ્મનો ભોક્તા અભિમાની. (અન્તર્પ્રજ્ઞ) | **પ્રાજ્ઞ** વ્યષ્ટિ કારણ ઉપાધિ (પ્રજ્ઞાનઘન.) | **તુરીય** પ્રત્યક આત્મા ત્વમ્ પદનો લક્ષ્ય. જીવ સાક્ષી. |
| (ઉપાધિ) | સ્થૂળ, સૂક્ષ્મ, કારણ ત્રણ ઉપાધિ | સૂક્ષ્મ, કારણ બે ઉપાધિ | આનંદભુક્‌ની એક કારણ અજ્ઞાન ઉપાધિ. | ઉપાધિ રહિત |
| બ્રહ્મના ચાર પાદ | **વિરાટ્** સમષ્ટિ સ્થૂળ પ્રપંચ સહિત ચેતન | **હિરણ્યગર્ભ** સમષ્ટિ સૂક્ષ્મ પ્રપંચ સહિત ચેતન | **ઇશ્વર** સમષ્ટિ કારણ ઉપાધિ સહિત ચેતન | **બ્રહ્મ** તત્ પદનો લક્ષ્ય ઇશ્વર સાક્ષી |
| સમાન ધર્મ | પ્રથમ પાદ સ્થૂળ ઉપાધિ | દ્વિતીય પાદ. સૂક્ષ્મ ઉપાધિ | તૃતીય પાદ કારણ ઉપાધિ | ચતુર્થ પાદ. ઉપાધિ રહિતપણું |

ૐકાર આદિ દરેકનાં બે સ્વરૂપઃ (૧) અપરમાર્થ (મિથ્યા); (૨) પરમાર્થ (સત્ય). પહેલા ત્રણ પાદ મિથ્યા. દરેક પાદમાં, વ્યાપક, ચોથુ પાદ, અસ્તિ ભાતિ પ્રિયરૂપ અધિષ્ઠાન ચૈતન્ય તે સત્ય.

ઉપાધિનો ત્યાગ કરતાં વિશ્વ વિરાટ્‌રૂપ છે અને તે અકારરૂપ છે. એમ દરેક પાદમાં જાણો.

વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ એ ત્રણેમાં વ્યાપક જે તુરીય તેને अ उ म् ત્રણેમાં વ્યાપક અમાત્ર રૂપ જાણો. **આ પ્રમાણે આત્મા, બ્રહ્મ અને ૐના પાદની એકતા જાણી લય ચિંતન કરવું.**

एवं सदा जातपरात्मभावनः
स्वानन्दतुष्टः परिविस्मृताखिलः ।
आस्ते स नित्यात्मसुखप्रकाशकः
साक्षाद्विमुक्तोऽचलवारिसिन्धुवत् ॥५२॥

એ પ્રમાણે જેને એક પરમાત્મા વિષે પરમ ભાવના થાય છે ત્યારે તે (પુરુષ) સ્વરૂપના આનંદથી સંતોષ પામીને રહે છે; તથા (પરિણામે દુઃખરૂપ એવાં સ્ત્રીપુત્રાદિક) સર્વ દૃશ્ય પ્રપંચનું પણ તેને વિસ્મરણ થાય છે અને છેવટે નિત્ય આત્માનન્દનો અનુભવ કરવાવાળો તે, જીવન્મુક્ત થઇને સ્થિર જળથી ભરેલા સાક્ષાત્ સમુદ્રની પેઠે (વિષયોના સંબંધરૂપી તરંગોથી રહિત) સ્થિર થાય છે. ૫૨

एवं सदाभ्यस्तसमाधियोगिनो
निवृत्तसर्वेन्द्रियगोचरस्य हि ।
विनिर्जिताशेषरिपोरहं सदा
दृश्यो भवेयं जितषड्गुणात्मनः ॥५३॥

એ પ્રમાણે જે નિરન્તર સમાધિયોગનો અભ્યાસ કરે છે, સર્વ ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયો જેના નિવૃત્ત

થયા છે, તેમજ કામ, ક્રોધ વગેરે સમ્પૂર્ણ શત્રુઓને જેણે જીત્યા છે તેવા તથા છએ ઇન્દ્રિયો (મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો)ને જીતવાવાળા (મહાત્મા)ને હું હંમેશાં પ્રત્યક્ષ થાઉં છું—મારો નિરન્તર સાક્ષાત્કાર થાય છે. ૫૩

ध्यात्वैवमात्मानमहर्निशं मुनि-
स्तिष्ठेत्सदा मुक्तसमस्तबन्धनः ।
प्रारब्धमश्नन्नभिमानवर्जितो
मय्येव साक्षात्प्रविलीयते ततः ॥५४॥

જેનાં સમસ્ત બંધનો છૂટિ ગયાં છે એવો મુનિ હંમેશ આ પ્રમાણે આત્માનું જ ચિન્તન કરતો રહે. તથા (કર્તા ભોક્તાપણાના) અભિમાનનો ત્યાગ કરીને પ્રારબ્ધ ફળ ભોગવે. એમ કરતાં તે (થોડા વખતમાં સાક્ષાત્) મારા સ્વરૂપમાં લીન થાય છે. ૫૪

આત્મચિન્તનની આવશ્યકતા.

आदौ च मध्ये च तथैव चान्ततो
भवं विदित्वा भयशोककारणम् ।
हित्वा समस्तं विधिवादनोदितम्
भजेत्स्वमात्मानमथाखिलात्मनाम् ॥५५॥

આદિ, મધ્ય અને અન્તમાં સંસાર સર્વ પ્રકારે ભય અને શોકનું કારણ (છે એમ) જાણીને તથા વેદે પ્રેરણા કરેલાં સમસ્ત (કામ્ય) કર્મોનો ત્યાગ કરીને, સર્વ પ્રાણિયોના અન્તરાત્મારૂપ પોતાના આત્માનું ભજન કરવું. ૫૫

आत्मन्यभेदेन विभावयन्निदं
भवत्यभेदेन मयात्मना तदा ।
यथा जलं वारिनिधौ यथा पयः
क्षीरे वियद्व्योम्न्यानिले यथाऽनिलः ॥५६॥

જેમ સમુદ્રમાં જળ, દૂધમાં દૂધ, મહાકાશમાં ઘટાકાશ તથા વાયુમાં વાયુ મળતાં એકરૂપ થઈ જાય છે તેમ આ સંપૂર્ણ પ્રપંચનું, પોતાના આત્માની સાથે, અભેદ ભાવથી ચિન્તન કરવાથી જીવ મારા સ્વરૂપમાં મળી જઈ મારા સરખો જ થઈ જાય છે. ૫૬

[ यथा नद्यः स्यन्दमानाः समुद्रे-
ऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान् नामरूपाद्विमुक्तः
परात्परं पुरुषमुपैति दिव्यम् ॥(મુંડક ઉપ૦૩।૨।૮)

જેમ વહેતી નદીઓ સમુદ્રમાં મળી ગયા પછી નામ તથા રૂપરહિત થઈ જાય છે, તેમજ જ્ઞાની પુરુષ પણ નામનો તથા

રૂપનો ત્યાગ કરીને પ્રકૃતિથી પર એવા દિવ્યસ્વરૂપ પરમાત્મા સરખો જ થઈ જાય છે. ]

इत्थं यदीक्षेत हि लोकसंस्थितो ।
जगन्मृषैवेति विभावयन्मुनिः ।
निराकृतत्वाच्छ्रुतियुक्तिमानतो
यथेन्दुभेदो दिशि दिग्भ्रमादयः ॥५७॥

એ રીતે જીવન્મુક્ત દશામાં પ્રારબ્ધના યોગથી લોક વ્યવહારને કરતાં છતાં "જગત્ મિથ્યા છે" એવું ચિન્તન કરતો મુનિ જ્યારે પોતાના એક સ્વરૂપને જાણે છે ત્યારે તેને જગત્‌ના સત્યપણાનો ભ્રમ મટી જાય છે; કેમકે શ્રુતિ, યુક્તિ તથા પ્રમાણદ્વારા તે જગતનો બાધ થાય છે:

દૃષ્ટાંતઃ (૧) ઇન્દુ ભેદઃ–જેમ એક ચન્દ્રને વિષે બે ચન્દ્રનો ભ્રમ તે એક ચન્દ્રને જાણવાથી નિવૃત્ત થાય છે; (૨) જેમ પૂર્વ આદિ દિશાનો ભ્રમ તે, દિશાને યથાર્થ જાણવાથી નિવૃત્ત થાય છે; [ (૩) વળી ફરતા પુરુષને દિશાઓ ફરવાનો તથા પાસે રહેલાં વૃક્ષો ફરવાનો ભ્રમ થાય છે તે તેના સ્થિરપણાના જ્ઞાનથી જેમ નિવૃત્ત થાય છે, ] તેમ આત્મસ્વરૂપની એકતા જાણવાથી જગતના સત્યપણાનો ભ્રમ મટી જાય છે. ૫૭

यावन्न पश्येदखिलं मदात्मकं
तावन्मदाराधनतत्परो भवेत् ।
श्रद्धालुरत्यूर्जितभक्तिलक्षणो
यस्तस्य दृश्योऽहमहर्निशं हृदि ॥५८॥

જ્યાંસુધી બધા જગતને મારા અર્થાત્ પરમાત્મા સ્વરૂપ જોયું નથી ત્યાંસુધી નિરન્તર મારી આરાધનામાં તત્પર રહે. જે શ્રદ્ધાળુ છે તથા જેમની ભક્તિ મારે વિષે અતિશય વધેલી છે તેમને તેમના હૃદયમાં રાતદિવસ હું પ્રત્યક્ષ થાઉં છું. ૫૮

ઉપદેશનો ઉપસંહાર.

रहस्यमेतच्छ्रुतिसारसङ्ग्रहं
मया विनिश्चित्य तवोदितं प्रिय ।
यस्त्वेतदालोचयतीह बुद्धिमान्
स मुच्यते पातकराशिभिः क्षणात् ॥५९॥

હે પ્રિયબન્ધુ લક્ષ્મણ ! શ્રુતિના સાર સંગ્રહરૂપ આ રહસ્ય જ્ઞાન મેં નિશ્ચય કરીને તમને કહ્યું. જે બુદ્ધિમાન્ પુરુષ આ જ્ઞાનનો વિચાર કરે છે તે ક્ષણમાત્રમાં પાપના સમૂહથી મુક્ત થાય છે. ૫૯

आतर्यदीदं परिदृश्यते जग-
न्मायैव सर्वं परिहृत्य चेतसा ।
मद्भावनाभावितशुद्धमानसः
सुखी भवानन्दमयो निरामयः ॥६०॥

હે ભાઈ! જે આ જગત્ દેખાય છે તે સર્વ માયા-માત્ર છે એવું જાણીને પોતાના ચિત્તથી તેનો ત્યાગ કરીને (તે જગતના પદાર્થો વિષે ચિત્તને ઉદાસીન રાખીને) માત્ર મારી ભાવનાવડે જેનું મન શુદ્ધ છે એવા તમે નિરામય, સુખી અને આનન્દપૂર્ણ થાઓ. ૬૦

[ જો કે પહેલેથી જ તમે આનન્દરૂપ છો, પણ કંઠમાં રહેલી માળાની વિસ્મૃતિથી તે માળા જેમ નિત્ય પ્રાપ્ત છતાં, આપ્ત પુરુષના વચનથી ભ્રાન્તિ મટતાં, પાછી પ્રાપ્ત થાય છે, તેમ તમે ભ્રાન્તિને દૂર કરી આનન્દરૂપ થાઓ. ૬૦ ]

यः सेवते मामगुणं गुणात्परं
हृदा कदा वा यदि वा गुणात्मकम् ।
सोऽहं स्वपादाञ्चितरेणुभिः स्पृशन्
पुनाति लोकत्रितयं यथा रविः ॥६१॥

સત્ત્વ, રજ અને તમ એ ગુણથી રહિત તથા માયાથી પર તેમજ (સર્વજ્ઞતા આદિ અને અલૌકિક લાવણ્ય આદિ) ગુણવાળી જેની મૂર્તિ છે એવો હું,

તેનું જે કોઇ પુરુષ શુદ્ધ ચિત્તથી સેવન કરે છે તે (નિર્ગુણ અને સગુણના બન્ને સેવક) હું રૂપ જ છે. તે ભક્ત પોતાના ચરણની રજના સ્પર્શથી સૂર્યની પેઠે ત્રણે લોકને પાવન કરે છે. ૬૧

[ જેમ સૂર્ય તેના કિરણોથી જગતના અંધારાનો નાશ કરીને, પ્રકાશ કરે છે, તેમ મારો પ્રિય ભક્ત, લોકોના અજ્ઞાન-રૂપ અંધારાનો નાશ કરીને સર્વને પવિત્ર કરે છે. ]

विज्ञानमेतदखिलं श्रुतिसारमेकं
वेदान्तवेद्यचरणेन मयैव गीतम् ।
यः श्रद्धया परिपठेद् गुरुभक्तियुक्तो
मद्रूपमेति यदि मद्वचनेषु भक्तिः ॥६२॥

વેદાંતનાં વાકયોથી જાણવા યોગ્ય એવા મેં વર્ણ-વેલી (કહેલી) આ અદ્વિતીય રામગીતા સંપૂર્ણ શ્રુતિ-યોનો એકમાત્ર સાર છે. ગુરુ (નાં વાકયોમાં શ્રદ્ધા અને) ભક્તિવાળો જે પુરુષ આ (રામગીતા)નો શ્રદ્ધા સહિત પાઠ કરે તેને જો મારા વચનોમાં ભક્તિ (વિશ્વાસ) હોય તો તે મારા સ્વરૂપને પામે છે. ૬૨

ઈતિ શ્રીમદ્ અધ્યાત્મરામાયણમાં ઉત્તરકાંડમાં ગુજરાતી અર્થ સહિત **શ્રી રામગીતા** સમાપ્ત.

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



## પ્રસંગ ૬ ઠ્ઠો.

ઉત્તરકાંડ. સર્ગ ૭. શ્લો. ૫૪-૮૩

રામચન્દ્રજી યજ્ઞ કરે છે. સીતાજી ત્યાં બન્ને પુત્રો સહિત આવે છે. સીતાજી પૃથ્વી દેવી પાસે માર્ગ માગે છે. પૃથ્વીના ગર્ભમાંથી સુંદર દિવ્ય સિંહાસન બહાર આવે છે. સીતાને નાગેન્દ્રો આદરથી તેના ઉપર બેસાડી રસાતળમાં લઈ જાય છે. એ જોઇ બધાં ઉદાસ થયાં. વાંદરાં પણ ચિંતાતુર થયાં. કેટલાંક પૃથ્વીમાં સમાતાં સીતાનું ધ્યાન કરવા લાગ્યાં. સમસ્ત જગત્ બે ઘડી અચેત થઇ મૌન રહ્યું. શ્રી રામ પણ અજાણ્યાની પેઠે સીતાનો શોક કરવા લાગ્યા ત્યારે મુનિયો સહિત બ્રહ્માએ આવીને રામને બોધ કર્યો. તેથી જેમ સુઈ ઉઠેલો પુરુષ સાવધાન થાય તેમ શ્રી રામ સાવધાન થઇ સર્વ ક્રિયા કરવા લાગ્યા. યજ્ઞના બ્રાહ્મણ આદિને ધન, રત્ન વગેરેથી પ્રસન્ન કરી વિદાય કર્યા. બન્ને કુમારોને સાથે લઈ અયોધ્યામાં આવ્યા. પછી એકાંતમાં રહેવા લાગ્યા.

એક દિવસે, ધ્યાનમાં પ્રીતિવાળા શ્રી રામને સાક્ષાત્ નારાયણરૂપ જાણી, માતા કૌશલ્યા ત્યાં આવી, ભક્તિપૂર્વક નમ્રતાથી તેમને કહેવા લાગ્યાંઃ—

राम त्वं जगतामादिरादिमध्यान्तवर्जितः ॥५४॥

કૌશલ્યા કહે છેઃ—હે રામ! તમે જગતના આદિ કારણરૂપ છો તથા આદિ, મધ્ય અને અંતથી રહિત છો.

परमात्मा परानन्दः पूर्णः पुरुष ईश्वरः ।
जातोऽसि मे गर्भगृहे मम पुण्यातिरेकतः ॥५५॥

પરમાત્મા, પરમ આનંદરૂપ, પૂર્ણ પુરુષ અને ઈશ્વરરૂપ તમે મારા મોટા પુણ્યયોગથી મારા ઉદરથી જન્મ્યા છો (એવા ભાસો છો). ૫૫

अवसाने ममाप्यद्य समयोऽभूद्रघूत्तम ।
नाद्याप्यबोधजः कृत्स्नो भवबन्धो निवर्तते ॥५६॥

હે રામ! મારો અવસાન સમય થવા આવ્યો છે છતાંપણ હજુસુધી અજ્ઞાનથી થએલો મારો સંસારનો સઘળો બંધ નિવૃત્ત થયો નથી. ૫૬

इदानीमपि मे ज्ञानं भवबन्धनिवर्तकम् ।
यथा संक्षेपतो भूयात्तथा बोधय मां विभो ॥५७॥

માટે હે વિભો! મારાં સંસારબંધનને નિવૃત્ત કરનારૂં જ્ઞાન જે પ્રમાણે થાય તે પ્રમાણે હવે મને સંક્ષેપમાં બોધ કરો. ૫૭

निर्वेदवादिनीमेवं मातरं मातृवत्सलः ।
दयालुः प्राह धर्मात्मा जराजर्जरितां शुभाम् ॥५८॥

એ પ્રમાણે વૈરાગ્ય યુક્ત વચનો બોલતાં એવાં, વૃદ્ધાવસ્થાથી જીર્ણ થએલાં, તથા શુભ લક્ષણવાળાં માતા(કૌશલ્યા)ને, માતૃવત્સલ,(અને)ધર્માત્મા એવા દયાળુ રામ નીચે પ્રમાણે કહેવા લાગ્યા. ૫૮

મોક્ષ પ્રાપ્તિનાં ત્રણ સાધનો શ્રી રામ માતાને કહે છે.

मार्गास्त्रयो मया प्रोक्ताः पुरा मोक्षाप्तिसाधकाः ।
कर्मयोगो ज्ञानयोगो भक्तियोगश्च शाश्वतः ॥५९॥

રામ કહે છેઃ–(હે માતઃ!)મોક્ષની પ્રાપ્તિ કરાવનારા કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગ(એ નામના)ત્રણ સનાતન માર્ગો મેં પૂર્વે (વેદાદિને વિષે) કહ્યા છે. ૫૯

भक्तिर्विभिद्यते मातस्त्रिविधा गुणभेदतः ।
स्वभावो यस्य यस्तेन तस्य भक्तिर्विभिद्यते ॥६०॥

હે માતઃ! ગુણના ભેદે કરીને ભક્તિ (પણ) ત્રણ પ્રકારની છે; જેનો જેવો સ્વભાવ હોય તેવા ભેદની તેની ભક્તિ હોય છે. ૬૦

[ સત્વ, રજ અને તમોગુણ પ્રધાન ભક્તના સ્વભાવને અનુસરીને તેની ભક્તિ પણ સાત્વિક, રાજસ અને તામસ કહેવાય છે. ]

હવે ત્રણ પ્રકારના ભક્તો બતાવે છેઃ—

यस्तु हिंसां समुद्दिश्य दंभं मात्सर्यमेव वा ।
भेददृष्टिश्च संरम्भी भक्तो मे तामसः स्मृतः ॥६१॥

જે પુરુષ હિંસા, દંભ અથવા મત્સરપણાના ઉદ્દેશથી ભકિત કરે છે તથા જે ભેદદૃષ્ટિવાળો અને ક્રોધી હોય છે તેને મારો તામસી ભક્ત કહેલો છે. ૬૧

फलाभिसन्धिर्भोगार्थी धनकामो यशस्तथा ।
अर्चादौ भेदबुद्ध्या मां पूजयेत्स तु राजसः ॥६२॥

(જે સ્વર્ગાદિક) ફળની ઇચ્છાવાળો થઇને તથા (આ લોકના) ભોગને ઇચ્છીને તેમજ ધન તથા યશની કામના રાખીને, પૂજન વગેરેમાં (આ ઉપાસ્ય છે અને હું ઉપાસક છું એવી) ભેદ બુદ્ધિથી મારૂં પૂજન કરે છે તે રાજસી ભક્ત છે. ૬૨

**परस्मिन्नर्पितं यस्तु कर्म निर्हरणाय वा ।**
**कर्तव्यमिति वा कुर्याद्भेदबुद्ध्या स सात्त्विकः ॥६३॥**

જે મારા પરમાત્મ સ્વરૂપને વિષે પાપનો નાશ કરવા સારૂ કર્મ અર્પણ કરે અથવા આ (મારૂં અવશ્ય કર્તવ્ય છે તે) મારે કરવું જ જોઈએ એવી ભેદ બુદ્ધિથી (મારાં પૂજન આદિ કર્મ) કરે છે તે સાત્ત્વિક ભક્ત છે. ૬૩

**मद्गुणाश्रयणादेव मय्यनन्तगुणालये ।**
**अविच्छिन्ना मनोवृत्तिर्यथा गंगांबुनोऽम्बुधौ ।**
**तदेव भक्तियोगस्य लक्षणं निर्गुणस्य हि ॥६४॥**

મારા ગુણના આશ્રયથી જ્યારે અનંતગુણના સ્થાન રૂપ એવા મારામાં મનની વૃત્તિ અવચ્છિન્ન (સ્થિર) થાય છે ત્યારે જેમ ગંગાનુ જળ સમુદ્રમાં મળતાં તે સમુદ્રના જળરૂપ થાય છે (તેમ મારા ભક્તનું મન મારે વિષે લીન થતાં તે મારી સાથે એક રૂપતાને પામે છે.) આ સ્થિતિ તે નિર્ગુણ ભકિત-યોગનું લક્ષણ છે. ૬૪

अहेतुक्यव्यवहिता या भक्तिर्मयि जायते ।
सा मे सालोक्यसामीप्यसार्ष्टिसायुज्यमेव वा ॥६५॥

કોઈ પણ પ્રકારના ફળની ઈચ્છા કર્યા વિના મારે વિષે જે અવ્યવહિત ભકિત કરવામાં આવે છે તે ભક્તિ સાલોકય, સામીપ્ય, સાર્ષ્ટિ અને સાયુજય ગતિને આપે છે. ૬૫

[વૈકુંઠ આદિ લોકને પ્રાપ્ત થવું તે "સાલોકય" મુક્તિ છે. ભગવાનની પાસે જ હરહંમેશ રહેવું તે "સામીપ્ય" મુક્તિ છે. ભગવાનના સમાન ઐશ્વર્યની પ્રાપ્તિ તે "સાર્ષ્ટિ" મુક્તિ છે અને ભગવાનમાં લય પામી જવું તે "સાયુજ્ય" મુક્તિ છે. ૬૫]

ददात्यपि न गृह्णन्ति भक्ता मत्सेवनं विना ।
स एवात्यन्तिको योगो भक्तिमार्गस्य भामिनि ॥६६॥

મારા ભકતોને મારી સેવા વિનાનો મોક્ષ હું આપું છું છતાં તેઓ તે ગ્રહણ કરતા નથી. અર્થાત્ આનંદ સ્વરૂપ એવા મારા સ્વરૂપની જ સેવા કરે છે. હે માતઃ ! આ ભકિતમાર્ગનો પરિપૂર્ણ યોગ કહેવાય છે. ૬૬

मद्भावं प्राप्नुयात्तेन अतिक्रम्य गुणत्रयम् ॥६७॥

તે ભકિતયોગે કરીને ત્રણે ગુણોને ઉલ્લંઘન કરીને મારા સ્વરૂપને પામે છે. ૬૭

ભકિતયોગનાં સાધનોનું વર્ણન (શ્લો. ૬૮-૭૨).

महता कामहीनेन स्वधर्माचरणेन च ।
कर्मयोगेन शस्तेन वर्जितेन विहिंसनात ॥६८॥

ફળની ઈચ્છા કર્યા વગરના, હિંસા કર્યા વગરના, વખાણવા લાયક તથા (નિત્ય નૈમિત્તિક) સ્વધર્માચરણરૂપી શ્રેષ્ઠ કર્મયોગ વડે, ૬૮

**मद्दर्शनस्तुतिमहापूजाभिः स्मृतिवन्दनैः ।**
**भूतेषु मद्भावनया सङ्गेनासत्यवर्जनैः ॥६९॥**

મારાં દર્શન, સ્તુતિ, મહાપૂજા, સ્મરણ, તથા પ્રણામ વગેરેથી, પ્રાણીઓ વિષે (મારે વિષે જેવી ભાવના રાખે તેવી) ઈશ્વર ભાવના કરવાથી, મારો સત્સંગ કરવાથી, અસત્યનો ત્યાગ કરવાથી, ૬૯

**बहुमानेन महतां दुःखिनामनुकम्पया ।**
**स्वसमानेषु मैत्र्या च यमादीनां निषेवया ॥७०॥**

મહાત્મા પુરુષોને ઘણું માન આપવાથી, દુઃખી જનો ઉપર દયા કરવાથી, પોતાના સમાન હોય તેઓની સાથે મિત્રતા કરવાથી યમ નિયમ આદિના નિરંતર સેવન કરવાથી, ૭૦

**वेदान्तवाक्यश्रवणान्मम नामानुकीर्तनात् ।**
**सत्सङ्गेनार्जवेणैव ह्यहमः परिवर्जनात् ॥७१॥**

વેદાન્ત વાક્યોના શ્રવણથી, મારા નામનું કીર્તન કરવાથી, સત્પુરુષોનો સમાગમ કરવાથી, સરળતાથી, (દેહાદિ વિષે) અહંકારનો ત્યાગ કરવાથી, ૭૧

काङ्क्षया मम धर्मस्य परिशुद्धान्तरो जनः ।
मद्गुणश्रवणादेव याति मामञ्जसा जनः ॥७२॥

મારા ધર્મો (પ્રાપ્ત કરવા)ની ઈચ્છાથી જેનું અન્તઃકરણ શુદ્ધ થયું છે એવો પુરુષ મારા ગુણોનું શ્રવણ કરવાથીજ થોડા વખતમાં મને પામે છે. ૭૨

यथा वायुवशाद्गन्धः स्वाश्रयाद्घ्राणमाविशेत् ।
योगाभ्यासरतं चित्तमेवमात्मानमाविशेत् ॥७३॥

જેવી રીતે વાયુના સંબંધથી ગંધ પોતાના આશ્રયમાંથી નાસિકામાં પ્રવેશ કરે છે તેવી રીતે યોગાભ્યાસમાં પ્રીતિવાળું ચિત્ત આત્માને વિષે જ પ્રવેશ કરે છે. ૭૩

सर्वेषु प्राणिजातेषु ह्यहमात्मा व्यवस्थितः ।
तमज्ञात्वा विमूढात्मा कुरुते केवलं बहिः ॥७४॥

હું સર્વ પ્રાણિયોમાં આત્મા રૂપે રહેલો છું, તેને જાણ્યા વિના મૂઢ અન્તઃકરણવાળો કેવળ બહારનાં સાધનો કરે છે. ૭૪

क्रियोत्पन्नैर्नैकभेदैर्द्रव्यैर्मे नाम्ब तोषणम् ।
भूतावमानिनार्चायामर्चितोऽहं न पूजितः ॥७५॥

પરન્તુ ક્રિયાથી ઉત્પન્ન થએલાં એવાં અનેક પ્રકારનાં દ્રવ્યો (ગંધ, પુષ્પ અને ધૂપ વગેરે) થી

મને સંતોષ થતો નથી. હે માતઃ ! અન્ય પ્રાણીઓનું અપમાન કરનાર પુરુષે પ્રતિમા આદિમાં મારૂં પૂજન કર્યું હોય તેથી કાંઇ મારું પૂજન કર્યું કહેવાતું નથી. અર્થાત્ તેનું તે પૂજન વ્યર્થ છે. ૭૫

**तावन्मामर्चयेद्देवं प्रतिमादौ स्वकर्मभिः ।**
**यावत्सर्वेषु भूतेषु स्थितं चात्मनि न स्मरेत् ॥७६॥**

જ્યાં સુધી સર્વ પ્રાણીઓમાં તથા પોતાના અન્તઃકરણમાં "હું" રહેલો છું એવું ન જાણે ત્યાં સુધી મારું, પરમાત્માદેવનું પોતાનાં કર્મો વડે પ્રતિમા આદિમાં પૂજન કરવું. ૭૬

[સ્વરૂપને ઓળખ્યા પછી પૂજ્ય પૂજક ભાવ રહેતો નથી. માટે તે જ્ઞાન થાય ત્યાં સુધી બાહ્ય પૂજન વગેરેનો અધિકાર છે. તે જ્ઞાન થયા બાદ ભેદ રહેતો નથી. ૭૬ ]

**यस्तुभेदं प्रकुरुते स्वात्मनश्च परस्य च ।**
**भिन्नदृष्टेर्भयं मृत्युस्तस्य कुर्यान्न संशयः ॥७७॥**

જે પુરુષ જીવાત્મા તથા પરમાત્મામાં ભેદ બુદ્ધિ રાખે છે તે ભેદ દૃષ્ટિવાળા પુરુષને મૃત્યુ ભય ઉત્પન્ન કરે છે એમાં સંશય નથી. ૭૭

**मामतः सर्वभूतेषु परिच्छिन्नेषु संस्थितम् ।**
**एकं ज्ञानेन मानेन मैत्र्या चार्चेदभिन्नधीः ॥७८॥**

માટે ભિન્ન ભિન્ન જણાતાં સર્વ પ્રાણીઓને વિષે

રહેલા એવા એક મારું અભેદદર્શી ભક્તે જ્ઞાન, માન તથા મૈત્રી આદિવડે પૂજન કરવું. ૭૮

चेतसैवानिशं सर्वभूतानि प्रणमेत्सुधीः ।
ज्ञात्वा मां चेतनं शुद्धं जीवरूपेण संस्थितम् ॥७९॥

બુદ્ધિમાન્ પુરુષે મને, શુદ્ધ ચૈતન્ય–સ્વરૂપનેજ જીવરૂપે રહેલો જાણીને, રાત્રિ દિવસ તે સર્વ પ્રાણીઓને મનવડેજ પ્રણામ કરવા. ૭૯

तस्मात्कदाचिन्नेक्षेत भेदमीश्वरजीवयोः ।
भक्तियोगो ज्ञानयोगो मया मातरुदीरितः ॥८०॥

માટે જીવ અને ઈશ્વરને વિષે કદાપિ ભેદદૃષ્ટિ કરવી નહી. હે માતઃ! આ ભક્તિયોગ તથા જ્ઞાનયોગ મેં (તમને) કહ્યો. ૮૦

आलम्ब्यैकतरं वापि पुरुषः शुभमृच्छति ।
ततो मां भक्तियोगेन मातः सर्वहृदि स्थितम् ।
पुत्ररूपेण वा नित्यं स्मृत्वा शान्तिमवाप्स्यसि ॥८१॥
श्रुत्वा रामस्य वचनं कौसल्यानन्दसंयुता ॥८२॥

આમાંના એકનું પણ અવલંબન કરવાથી પુરુષ કલ્યાણને પ્રાપ્ત થાય છે. માટે હે માતઃ! તમે ભક્તિયોગદ્વારા સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો એવો જે હું તેનું (ઈશ્વર ભાવથી) અથવા પુત્રભાવથી સ્મરણ કરીને શાન્તિ પામશો. (૮૧) આ પ્રમાણે શ્રી રામનાં વચન સાંભળીને કૌશલ્યા પરમ આનંદ પામ્યાં. ૮૨

**रामं सदा हृदि ध्यात्वा छित्त्वा संसारबन्धनम् ।**
**अतिक्रम्य गतीस्तिस्रोऽप्यवाप परमां गतिम् ॥८३॥**

તથા હૃદયને વિષે સદા શ્રી રામનું ધ્યાન કરી, સંસારનાં બંધનનું છેદન કરી, ત્રણ ગતિયોનું ઉલ્લંઘન કરીને પરમગતિને પામ્યાં. ૮૩

[ત્રણ ગતિયો:—સાત્ત્વિકી, રાજસી અને તામસી.]

સાત્ત્વિકી ગતિ=અર્ચિરાદિ માર્ગની; ઉત્તરાયણ માર્ગની ગતિ.
રાજસી ગતિ=ધૂમાદિ માર્ગની; દક્ષિણાયન માર્ગની ગતિ.
તામસી ગતિ=જાયસ્વ મ્રિયસ્વ ગતિ અર્થાત્ જન્મવું અને મરવું એ ગતિ.

દહરાદિની ઉપાસના કરનારાઓની સાત્ત્વિકી ગતિ થાય છે. કર્મકાંડવાળાઓની રાજસીગતિ હોય છે. અને નિષિદ્ધ કર્મ કરનારાઓની તામસી ગતિ હોય છે.

એ ત્રણેથી પર न अस्य प्राणा व्युत्क्रामन्ति । આ પુરુષના પ્રાણ બહાર ગમન કરતા નથી અર્થાત્ બ્રહ્મને વિષે જ લીન થાય છે એમ માનનારા જ્ઞાનીઓની ચોથી ગતિ છે.

માતા કૌશલ્યા ત્રણે ગતિયોનું ઉલ્લંઘન કરી, સર્વોત્કૃષ્ટ ગતિને પામ્યાં. ૮૩]

 ........ॐ........ॐ........ 

**समाप्तोऽयं ग्रन्थः**